# करुणरसकदंबक

## पाइय खंड १

तथा

## संस्कृत खंड १

नेमिविज्ञानग्रन्थमाला. रत्न ५

# ॥ करुणरसकदंबकं ॥

## पाइओ खंडो १

### टिप्पणग-आमुह-पासंगिअविभूसिओ ।

संगाहगो संपादगो अ

विस्सविक्खाय-जुगप्पवर-सासणप्पभावग-तित्थोद्धारग-जइणायरिअ-
सिरिविजयनेमिसूरीसरपट्टालङ्कार-परमपुज्ज-समयण्ण-सन्तमुत्ति-
गुरुपायविजयविन्नाणसूरीसचरणसरोजचञ्चरीग-सिद्धन्तमहोदहि-
पाइअसाहिच्चगुरुउवज्झायकत्थूरविजयगणी ।

पयासगो

राजनगरनिवासी संघवी जीवणभाई छोटालाल

डोशीवाडानी पोळ: अहमदाबाद.

वीरसंवच्छरं २४६७ } पढमा आवित्ती { विक्कमवरिसं १९९७

मुल्लं रु. १-८-०

प्राप्तिस्थान

१ शा. चंदुलाल उमेदचंद रायचंद मास्तर

ठे० पांजरापोळ,

**अमदाबाद.**

२ शा. गुणवंतलाल जेचंदभाई

ठे० गोपीपुरा, चांल्लागली,

**सुरत.**



मुद्रक

**मूलचन्द किसनदास कापडिया**

'जैनविजय' मुद्रणालय, गांधीचोक,

**सुरत.**

सर्वतंत्रस्वतंत्र–जगद्गुरु-शासनसम्राट्-सूरिचक्रचक्रवर्तितपागच्छाधिपति-प्रौढप्रभावशालि–भट्टारकाचार्य महाराजश्री विजयनेमिसूरीश्वरः



भूरिभूपालसद्बोध-दायिनं भवितायिनम् । नौमि श्रीनेमिसूरीशं प्रौढसाम्राज्यशालिनम् ॥ १ ॥

# ॥ संपणामपत्तिगा ॥

चरमतित्थयरसिरिवद्धमाणजिणवरवइविज्जमाणसासणस्स
पभावगाणं तित्थोद्धारगाणं भट्टारगजइणायरियाणं
पगुरुपायसिरिविजयनेमिसूरीसराणं
अणेगगुणगणालंकारेहिं
अक्खित्तो समाणो हं
कत्थूरविजयो
ताणं सूरीससेहराणं सुहलक्खणंकिअकरकमलमज्झंमि
इमं करुणरसकदंबकनामगं गंथरयणं
संपणामेमि सप्पणयं।

# આમુખ

**કરુણરસકદંબક** નામનો આ ગ્રંથ કોઇ એક જ કર્તાની સ્વતન્ત્ર કે અખંડ રચના નથી. એ તો વિવિધ જૈન કર્તાઓના ગ્રંથોમાંથી ઉદ્ધરાયેલી અને મુખ્યતયા 'કરુણ' રસને પોષતી નાની મોટી ૧૨૯ કૃતિઓના સંગ્રહરૂપ છે. આ કૃતિઓ પૈકી [1]૮૫ કૃતિઓ **પાઇય (સં. પ્રાકૃત)** ભાષામાં અને ૪૪ કૃતિઓ **સંસ્કૃત** ભાષામાં છે. આ પ્રત્યેક ભાષાની કૃતિઓ માટે એકેક પૃથક્ ખંડ રખાયેલો છે. એ બંને ખંડને અનુક્રમે "पाइओ खंडो १" અને "संस्कृतः खण्डः १" એવાં નામ અપાયાં છે. આગળ ઉપર આ પદ્ધતિએ બીજી પાઇય અને સંસ્કૃત કૃતિઓ સંગ્રહવાની પ્રસ્તુત ગ્રંથના સંગ્રહકારોની ઇચ્છા હોવાથી તેમણે આ એકનો અંક આપ્યો છે. પાઇય ખંડમાં જે ૮૫ કૃતિઓ છે તે પૈકી ૧, ૩, ૧૨, ૧૩, ૧૫–૨૦, ૨૮, ૩૦, ૩૩, ૩૬ અને ૪૧ ગદ્યમાં છે, અને ૪–૧૧, ૨૧–૨૫, ૩૪, ૩૫, ૩૭–૪૦, ૪૨, ૪૩, ૪૫, ૪૭, ૪૮, ૫૦–૭૭ અને ૭૯–૮૫ પદ્યમાં છે, અને બાકીની ઓછેવત્તે અંશે ગદ્ય અને પદ્ય બંનેમાં છે. આ કૃતિઓ એક રીતે વિચારતાં લગભગ ઇ. સ. પૂ. ૫૫૦ થી ઇ. સ. ૧૨૭૦ ના ગાળામાં રચાયેલી છે. સંસ્કૃત ખંડની ૪૪ કૃતિઓમાંથી ૮, ૧૦ અને ૪૩ મી બાદ કરતાં બાકીની પદ્યમાં છે. આઠમાનો લગભગ અડધો ભાગ ગદ્યમાં છે, દશમાનો મોટો ભાગ ગદ્યમાં છે, અને ૪૩મી નો મોટો ભાગ પદ્યમાં છે. જૈન પરંપરા પ્રમાણે આ સંસ્કૃત કૃતિઓ લગભગ ઇ. સ. ૪૨૦ થી ઇ. સ. ૧૬૪૦ના ગાળામાં રચાયેલી ગણી શકાય. આ બંને ભાષામાં રચાયેલી કૃતિઓની [2]વિશેષ વિગતોમાં અહીં ન ઉતરતાં આ ખંડોના સંગ્રાહકો વિષે હું બે બોલ કહીશ.

---

૧ આ ૮૫ કૃતિઓમાંની ૨૯ મી કૃતિમાં અવતરણ રૂપે એક સંસ્કૃત પદ્ય છે. એ સિવાયનો તમામ ભાગ પાઇયમાં છે.

૨ આ માટે જુઓ પૃ. ૧૨–૨૪ અને સંસ્કૃત ખંડનો પરિચય.

**સંગ્રાહક**—પાઇય ખંડના સંગ્રાહક અને સંપાદક ઉપાધ્યાય શ્રી**કસ્તૂરવિજય**ગણિ છે. તેઓ સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી**વિજય-નેમિ**સૂરિના શિષ્યરત્ન શ્રી**વિજયવિજ્ઞાન**સૂરિના શિષ્ય થાય છે. તેમનો પાઇયનો અભ્યાસ પ્રશંસનીય છે. વિશેષમાં તેઓ સંસ્કૃતના પણ પ્રકૃષ્ટ વિદ્વાન્ છે. સંસ્કૃત ખંડના સંગ્રાહક મુનિ શ્રી**શુભંકરવિજય** છે. તેઓ આ **કસ્તૂરવિજયજી**ના પ્રશિષ્ય થાય છે.

**ઉદ્દેશ**—ભારતીય સંસ્કૃતિના શ્રમણ-સંસ્કૃતિ અને બ્રાહ્મણ-સંસ્કૃતિ એમ બે સ્થૂલ ભેદો પડાય છે. તેમાં શ્રમણ-સંસ્કૃતિને જન્મ આપવામાં, એને પોષવામાં અને એનો વિકાસ સાધવામાં જૈન મહર્ષિઓએ પાઇય, સંસ્કૃત વગેરે ભાષામાં અનેક ગ્રંથો રચી પોતાનો વિશિષ્ટ ફાળો આપ્યો છે. તેમ છતાં કેટલા યે પ્રખ્યાત અજૈન સંસ્કૃતજ્ઞો એ ફાળાની વિવિધતા અને વિશાળતાથી અ-પરિચિત જણાય છે તો તેમનું આ તરફ લક્ષ્ય ખેંચાય તે માટે વાનગી રૂપે આ કરુણરસપોષક સંગ્રહ ઉપસ્થિત કરાયો છે.

**કરુણતાનાં કારણો**—એ વાત તો સુવિદિત છે કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દુઃખ છે. મનુષ્યને દેહ છે એટલે એને શારીરિક અને માનસિક દુઃખ હોવાનો પૂરેપૂરો સંભવ છે. અમુક મહર્ષિઓને બાદ કરતાં આ આધિ, વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત દુનિયામાં રહેલા દરેક માણસને ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ સાલે છે. પોતાનાં સગાંવહાલાં કે ઓળખીતાંપાળખીતાં પૈકી કોઇનો વિરહ કે દેહોત્સર્ગ કે તેમને આવી પડેલું સંકટ અથવા તો પોતાનું અધઃપતન જીવનને કરુણ બનાવે છે. એવી રીતે ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિ અને અનિષ્ટ વસ્તુની સંગતિ પણ કરુણતા ઉપસ્થિત કરે છે. આ પ્રમાણેનાં કરુણતાનાં ઉત્પન્ન કરનારાં [1]વિવિધ કારણો અને ખાસ કરીને ઇષ્ટ જનતાનો કે વસ્તુનો સ્થાયી કે અસ્થાયી વિયોગ કવિઓને વિલાપાત્મક કૃતિઓ રચવા પ્રેરે છે. આવી

૧ આને માટે જુઓ "નિમિત્તસૂઈ" (પૃ. ૧૪-૧૫).

સ્થિતિ આપણા ભારતવર્ષમાં અને અન્યત્ર પણ પ્રવર્તે છે. આમ હોવાથી આપણને આ દેશના કવિઓને હાથે સંસ્કૃત, પ્રાકૃત ગુજરાતી, વગેરે ભાષામાં રચાયેલી આવી કૃતિઓ ઉપલબ્ધ થાય છે. ઇંગ્લૅન્ડ વગેરે દેશોમાં ઇંગ્લિશ (અંગ્રેજી) વગેરે ભાષામાં એવી કૃતિઓ છે. આ વિષયના વિશદીકરણની સુગમતા માટે હું અંગ્રેજી કૃતિઓ પ્રથમ વિચારીશ.

**કરુણપ્રશસ્તિઓ**—અંગ્રેજીમાં વિવિધ કરુણપ્રશસ્તિઓ છે. એને એલેજી ([1]Elegy) કહેવામાં આવે છે. એમાં **સ્પેનસરદ્વારા** ઇ. સ. ૧૫૮૬માં સર **ફિલિપ સિડ્નિને** ઉદ્દેશીને એક કરુણ-પ્રશસ્તિ નામે "Astrophel" રચાયેલી છે. વળી એ અંગ્રેજ ગ્રંથકારે ઇ. સ. ૧૫૯૧ માં **ડગલસ હાવર્ડ** (Doughlas Howard)ને ઉદ્દેશીને Daphnaida રચેલી છે. **મિલ્ટને** રચેલ **લિસિડાસ** ([2]Lycidas) અને **શેલિ**(Shelley)એ રચેલ **એડોનેઇસ** ([3]Adonais) સુપ્રસિદ્ધ છે. આ ઉપરાંત **ગ્રે** (Gray)નું Elegy written in a country churchyard, **ટેનિસન**(Tennyson)નું In Memoriam, **રૉબર્ટ બ્રાઉનિંગ** (Robert Browning)નું La Saisiaz અને **મૅથ્યુ આર્નોલ્ડ**

---

૧ આ શબ્દ ગ્રીક ભાષાના "Elegeia" શબ્દ ઉપરથી ઉતરી આવ્યો છે. એ શબ્દ ગ્રીક ભાષામાં 'કરુણકાવ્ય'ના જ અર્થમાં વપરાતો ન હતો—પ્રેમ અને શૌર્યનાં તત્ત્વો પણ એ જાતનાં કાવ્યમાં જોવાતાં, પરંતુ અંગ્રેજીમાં અમુક પ્રકારના કરુણકાવ્ય માટે જ આ શબ્દ વપરાય છે.

૨ આ કૃતિ દ્વારા **મિલ્ટને** પોતાના પ્રિય મિત્રના મરણની નોંધ લીધી છે.

૩ **કીટ્સ**(Keats)નું ઇ. સ. ૧૮૨૧ ના ફેબ્રુઆરીમાં મરણ થયું. **શેલિ** અને **કીટ્સ** એ બે કંઇ અંગત મિત્ર હતા નહિ, પણ એક બીજાની વિદ્વત્તાથી પરિચિત હતા. એ ઉપરથી **શેલિએ** આ વિદ્વાન્ સહયોગીના સ્મરણાર્થે આ કૃતિ રચી. એમાં આહ્વાહન, કુદરતની સંમવેદના, શોક કરનારાઓનું સરઘસ ઇત્યાદિ હકીકતોને સ્થાન અપાયું છે.

(Mathew Arnold)નું Thyrsis એ કાવ્યો પણ એક જાતની [1]કરુણપ્રશસ્તિઓ છે.

આ કરુણપ્રશસ્તિઓનો ઇતિહાસ વિચારતાં એમ જણાય છે કે [2]સિસિલિ(Sicily)ના Theocritus, Bion અને Moschus જેવા ગ્રીક કવિઓએ ઇ. સ. પૂર્વેના ત્રીજા શતકના લગભગ પૂર્વાર્ધમાં ગોપકાવ્ય(pastoral poem)ને એક પ્રકારના કલાત્મક (artistic) કાવ્યનું રૂપ આપ્યું. ત્યાર બાદ **વર્જિલ** (Vergil) દ્વારા આ સિસિલિના કવિઓની કૃતિઓનું સ્વરૂપ ઇટાલિમાં ઉતર્યું અને એણે એનું જે સ્વરૂપ ઘડ્યું તે ઉપરથી **સ્પેન્સર** અને બીજા અંગ્રેજી કવિઓએ પોતાની કૃતિઓનું સ્વરૂપ યોજ્યું. આ ઉપરથી જોઈ શકાશે કે અંગ્રેજી કરુણપ્રશસ્તિઓનું મૂળ સિસિલિના પૂર્વોક્ત ગ્રીક કવિઓની કૃતિઓ છે.

કરુણપ્રશસ્તિઓની રચનામાં પણ અન્ય કાવ્યોની જેમ કવિ-સમયને સ્થાન છે. એ સુયોગ્ય કવિને બંધનરૂપ ન નીવડતાં એક ઉત્તમ સાધનની ગરજ સારે છે. એ વાત આપણે Adonais દ્વારા સારી રીતે જોઈ શકીએ છીએ.

**ગુજરાતી**—કવિ **દલપતરામે ફાર્બસવિરહ**, [3]મસ્ત કવિએ **કલાપિવિરહ**, પ્રો. **નરસિંહરાવ ભોળાનાથે સ્મરણસંહિતા** અને કવિ **ખબરદારે દર્શનિકા** રચેલ છે. વિશેષમાં **પ્રેમાનંદ** વગેરે કવિઓની કૃતિઓમાં વિલાપાત્મક ખંડકો ઉપલબ્ધ થાય છે. આ અને આવી બીજી કૃતિઓ કરુણ રસને આછેવત્તે અંશે પોષે છે. **સ્મરણસંહિતા** એ ચિન્તનાત્મક કરુણપ્રશસ્તિ છે અને એ In Memorium ના આદર્શાદિને અનુ-

---

૧ આ બધા એક જ **વર્ગની** હોવા છતાં એમાં કેટલીક વિશિષ્ટતાઓ છે. એના જિજ્ઞાસુઓ **સ્મરણસંહિતાના** પ્રો. **આનંદશંકર બાપુભાઈ ધ્રુવકૃત** ઉપોદ્ઘાતનાં પૃ. ૫-૭ જોવાં.

૨ ઇટાલિની દક્ષિણે આવેલો એક ટાપુ.

૩ એમનું ખરું નામ **ત્રિભુવન પ્રેમશંકર** છે.

સરે છે: એને Elegy ગણવામાં આવે છે. મરણને ઉદ્દેશીને કરાતા શોકના ઉદ્‌ગારને ટૂંકામાં સંગીતકલ્પ કાવ્ય રૂપે રજૂ કરાય તો એ કાવ્ય એક રીતે Elegy ગણાય; અને એ રીતે વિચારતાં આપણા રાજીઆ–મરસિયા પણ આ નામને ચરિતાર્થ કરે છે.

**સંસ્કૃત**—સંસ્કૃત ભાષામાં કરુણપ્રશસ્તિ તરીકે સૌથી પ્રાચીન કૃતિ કઈ છે તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. **ઋગ્વેદ**માં એનું બી જોવાય છે. **રામાયણ** અને **મહાભારત**માં એ બી વધારે પલ્લવિત બને છે અને એનું વિકસિત સ્વરૂપ કવિ **કાલિદાસે** રચેલા **રઘુવંશ** (સ. ૮)માં [૧]**અજવિલાપ** રૂપે અને **કુમારસમ્ભવ** (સ. ૪)માં [૨]**રતિવિલાપ** રૂપે નજરે પડે છે. **જગન્નાથે ભામિનીવિલાસ**માં **કરુણવિલાસ** આપ્યો છે. એવી રીતે આ વીસમા સૈકામાં થઈ ગયેલા **રંગાચાર્યે** [૩]**પત્નીવિરહ** રચ્યો છે.

આ પદ્યાત્મક કૃતિઓ ઉપરાંત ગદ્યમાં પણ વિલાપો છે. જેમકે **બાણકૃત કાદંબરી**માં **પુંડરીક**નું મરણ થતાં તેને ઉદ્દેશીને **મહાશ્વેતા** વિલાપ કરે છે અને **કપિંજલ** પણ **પુંડરીકને** અનુલક્ષીને વિલાપ કરે છે.

આ તો વૈદિક ધર્માનુયાયીઓની કૃતિઓની આછી રૂપરેખા છે. **જૈન** કવિઓએ પણ ભારતીય સાહિત્યનાં વિવિધ અંગો ગીર્વાણ ગિરા દ્વારા પોષતી વેળા કરુણ રસ જમાવવાનાં પોતાનો ફાળો આપ્યો છે. ઉદાહરણાર્થે આ **કરુણરસકદંબક**માં રજૂ કરાયેલી

---

૧–૨ આ બે કૃતિઓ સ્વતંત્ર કાવ્યરૂપ નથી. એ બેમાં કરુણ શોકોદ્‌ગાર છે એટલે એને 'Elegiac Stanzas" કહેવાય, પણ જેને નિમિત્તે એ શોકોદ્‌ગાર છે તેના ગુણાનુવાદ, આલંબનવિભાવના ગુણો રસમાં ઉદ્દીપક થાય તે રીતે કરાયેલા છે, કિન્તુ એ ગુણાનુવાદ પ્રશસ્તિરૂપ નથી એટલે, એ બંનેમાંથી એકેને 'Elegy' કહેવાય તેમ નથી. જુઓ **સ્મરણસંહિતાનો** ઉપોદ્‌ઘાત (પૃ. ૪).

૩ આ કૃતિ **લક્ષ્મણ ગણેશ શાસ્ત્રી લેલે** દ્વારા સંયોજિત Sanskrit Course of Reading (ભા. ૨, પૃ. ૩૩–૩૪)માં છપાયેલી છે.

સંસ્કૃત કૃતિઓનો નિર્દેશ કરવો બસ થશે. **બૌદ્ધ** કવિઓએ પણ આવા પ્રયાસ કર્યાનું જોવાય છે. દાખલા તરીકે [1]**અશ્વઘોષકૃત સૌન્દરાનન્દ** કાવ્યમાં આખો છઠ્ઠો સર્ગ 'ભાર્યાવિલાપ' નામે છે.

**પાઇય**—પાઇય સાહિત્ય સાથે કેવળ **જૈનોને** જ લાગે વળગે છે એમ નથી; એ સાહિત્યના વિકાસમાં **વૈદિક** કવિ **ભાસ** અને **કાલિદાસ** જેવાનો અને **બુદ્ધઘોષ** વગેરે **બૌદ્ધ** વિદ્વાનોનો પણ હાથ છે. સામાન્ય રીતે જે નાટકોને સંસ્કૃત નાટકો તરીકે ઓળખાવાય છે તે નાટકોમાંથી ભાગ્યે જ કોઇ નાટકમાં પાઇયને સ્થાન નહિ હોય. આવી પરિસ્થિતિમાં પાઇય સાહિત્યમાં પણ કરુણ રસને પોષનારી કૃતિઓ નજરે પડે તો તેમાં કશી નવાઇ નથી. બાકી પાઇય ભાષા અને સાહિત્ય તરફ જે અનાદર—ઉપેક્ષા બહુધા દૃષ્ટિગોચર થાય છે અને એને શીખવવા માટે સંસ્કૃતનો વાહન તરીકે ઉપયોગ થવો જ જોઇએ એવી જે મનોદશા સેવાય છે, તેને લઇને એ પાઇય સાહિત્યનો વિકાસ રૂંધાય છે અને એનું યથેષ્ટ મૂલ્ય આંકવામાં ભલભલા ભૂલતા જોવાય છે. મને એમ લાગે છે કે પ્રસ્તુત ગ્રંથનો પ્રથમ ખંડ જોનારને તો પાઇય સાહિત્યના વૈવિધ્ય અને વૈપુલ્યનો ખ્યાલ જરૂર આવશે.

પાઇય ભાષામાં કરુણ રસમાં તરબોળ કરનારી કઈ કઈ કૃતિઓ છે તેનું દિગ્દર્શન પાઇય ખંડ કરાવે છે એટલે અહીં તો હું એટલો જ ઉલ્લેખ કરીશ કે આ ખંડમાં ઉદ્ધૃત કરાયેલી કૃતિઓ ઉપરાંત **સુદંસણચરિય**, **ધમ્મવિહિ**, **વદ્ધમાણદેસણા** ઇત્યાદિ બીજી પણ અનેક કૃતિઓ આ દિશામાં પોતાનો ફાળો નોંધાવે છે અને એનું સૂચન તો "पाइओ खंडो १" એ શીર્ષક પણ કહી આપે છે.

**કરુણ રસ**—આ પાઇય ખંડમાં મુખ્યતયા 'કરુણ' રસને પોષનારી ૮૫ કૃતિઓ છે અને ક્વચિત્ વીસમી જેવી કૃતિ સંકીર્ણ

---

૧ આ કવિ કાલિદાસના પુરોગામી છે.

રસને પણ પોષે છે. જૈનોના એક આગમ તરીકે ગણાતા **અણુઓગદ્દાર** (સૂ. ૧૨૯)માં નીચે મુજબના પદ્યમાં નવ કાવ્ય–રસોનો નિર્દેશ છે:—

"वीरो सिंगारो अब्भुओ अ रोद्दो अ होइ बोद्धव्वो ।
वेलणओ बीभच्छो हासो कलुणो पसंतो अ ॥६३॥"

આ નવ રસમાં 'કરુણ' રસનો પણ ઉલ્લેખ છે.

વિશેષમાં આ આગમમાં 'કરુણ' રસનું સ્વરૂપ અને એનું ઉદાહરણ અનુક્રમે નિમ્નલિખિત પદ્યોમાં નજરે પડે છે:—

"पिअविप्पओगबंधवहवाहिविणिवायसंभमुप्पण्णो ।
सोइअविलविअपम्हा(?म्मा)णरुण्णलिंगो रसो करुणो ॥७८॥"
"पज्झायकिलामिअयं बाहागयपप्पुअच्छिअं बहुसो ।
तस्स विओगे पुत्तिय ! दुब्बलयं ते मुहं जायं ॥७९॥"

કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રિય જનનો વિયોગ, [3]બંધ, વધ, વ્યાધિ, પુત્રાદિનું મરણ અને [4]પરચક્રાદિની બીક વગેરે સંભ્રમ એ 'કરુણ' રસની ઉત્પત્તિનાં કારણો છે; અને શોક, વિલાપ, મ્લાનિ અને રુદન એ એનાં લિંગ છે.

કોઈ વૃદ્ધા પ્રિયના વિયોગથી સંતપ્ત બનેલી બાળાને કહે છે કે હે પુત્રી! પ્રિય જનના ચિન્તનથી નિસ્તેજ બનેલું અને વારંવાર આંસુઓથી આર્દ્ર બનેલાં નેત્રવાળું તારું મુખ તેના વિયોગથી દુર્બળ બન્યું છે.

---

૧ આ રસ સંબંધી કેટલોક ઊહાપોહ મેં 'વેલણ રસ' નામના મારા લેખમાં કર્યો છે અને તે **માનસી** (વર્ષ ૬, અં. ૧, પૃ. ૧૯–૨૪; માર્ચ ૧૯૪૧)માં પ્રસિદ્ધ થયો છે.

૨ જુઓ **પાઇયસદ્દમહણ્ણવ** (પૃ. ૧૨૭૦).

૩ આના ઉદાહરણ તરીકે ૩૯ મી કૃતિનો નિર્દેશ થઇ શકે.

૪ આના ઉદાહરણ તરીકે ૩૪ અને ૭૬ મી કૃતિનો ઉલ્લેખ થઈ શકે.

## પાઇય ખંડનો પરિચય

કરુણ રસ સંબંધી આ ઊહાપોહને વિશેષ ન લંબાવતાં હવે હું પ્રસ્તુત ગ્રંથ વિષે થોડોક ઉલ્લેખ કરીશ. આ સંગ્રહાત્મક ગ્રંથમાં અપાયેલી તમામ કૃતિઓના પ્રણેતાઓ ભારતના વિવિધ સંપ્રદાયના અનુયાયીઓ નથી, પરંતુ એક જ સંપ્રદાયના એટલે કે જૈન સંપ્રદાયના છે અને તેમાં પણ વળી તેઓ શ્વેતાંબર મુનિઓ છે.

પાઇય ખંડની પહેલી ત્રણ કૃતિઓ જૈન આગમોમાંથી ઉદ્ધરાયેલી છે. **વિયાહપણ્ણત્તિ** એ જૈનોનાં ૧૨ અંગોમાંનું પાંચમું અંગ છે. એને **વિવાહપણ્ણત્તિ** પણ કહેવામાં આવે છે. એને સામાન્ય જનતા **ભગવતીસૂત્ર** તરીકે ઓળખે છે. એના કર્તા શ્રમણ ભગવાન્ શ્રી**મહાવીરસ્વામી**ના ૧૧ ગણધરો પૈકી પાંચમા ગણધર શ્રી**સુધર્મસ્વામી** ગણાય છે. આ મહાકાય અંગમાંથી શ્રી**મહાવીરસ્વામી**ના ભાણેજ તેમ જ જમાઈ નામે **જમાલિ**નો દીક્ષાપ્રસંગ ઉપસ્થિત કરાયેલો છે.

(૧) **જમાલિ** દીક્ષા લેવા માગે છે એ જાણી એમની માતાને આઘાત થાય છે, તે મૂર્ચ્છિત બને છે અને કંઇક ચેન પડતાં તે **જમાલિ**ને સમજાવવા માંડે છે કે તું તો અમારો એકનો એક પુત્ર છે અને અમે તારા જેવા પુત્રરત્નનો વિયોગ સહન કરી શકીએ તેમ નથી એટલે અમારાં મરણ બાદ તારે દીક્ષા લેવી. આના ઉત્તરમાં **જમાલિ** મનુષ્યભવની અસ્થિરતાનું પ્રતિપાદન કરે છે. એના પ્રત્યુત્તર રૂપે એમની માતા એમના ઉત્તમ શરીરનું ચિત્ર એમની સમક્ષ રજુ કરી એમને એનો ઉપભોગ કરવા સૂચવે છે. આ સાંભળી **જમાલિ** મનુષ્યના દેહની મલિનતા અને વિનશ્વરતાનું આબેહૂબ વર્ણન કરે છે. એમની માતા એના ઉત્તરમાં **જમાલિ**ની આઠ સુલક્ષણી પત્નીઓનો નિર્દેશ કરે છે અને તેમની સાથે વિવિધ ભોગ અને ઉપભોગની લહેર ઉડાડવાનું કહે છે. **જમાલિ** એ ભોગાદિની નિસ્સારતા ને અનર્થકતા વર્ણવે છે. ત્યાર બાદ એમની માતા એમના પૂર્વજોની ઋદ્ધિનો ઉપભોગ કરવાનું કહે છે. એ સમયે **જમાલિ**

ધર્મની અસ્થિરતાનું ચિત્ર આલેખે છે. જ્યારે આ પ્રમાણે લાલચો બતાવવા છતાં **જમાલિ** પોતાના નિશ્ચયથી ડગતા નથી ત્યારે એમની માતા જૈન દીક્ષા એ કંઈ બાલકનો ખેલ નથી, એ તો લોખંડના [1]જવ ચાવવા જેવી અને રેતીનો કોળિયો કરવા જેવી વાત છે એમ કહીને જૈન દીક્ષા પાળવી કેટલી કઠણ છે તેનો નિર્દેશ કરે છે. એ ઉપરથી **જમાલિ** એવો ઉત્તર આપે છે કે જૈન દીક્ષા કાયરો માટે, નપુંસકો માટે, વિષયના કીડાઓ માટે અને સામાન્ય જનો માટે ભલે દુષ્કર હોય, પરંતુ ધીર, અલોભી અને ઉદ્યમી જનો માટે તો તે સુકર છે અને તેથી હું એ દીક્ષાસુંદરી સાથે પાણિગ્રહણ કરીશ. અંતમાં **જમાલિ**ને તેમની માતા કચવાતે મને દીક્ષાની અનુજ્ઞા આપે છે.

(૨) **નાયાધમ્મકહા** એ જૈનોનું છટ્ઠું અંગ છે અને એ **શ્રીસુધર્મસ્વામી**ની કૃતિ ગણાય છે. એમાંના પહેલા સુયક્ખંધના નવમા અજ્ઝયણમાં **માકંદિ** સાર્થવાહના બે પુત્રોનો અધિકાર આવે છે. એમાંના એકનું નામ **જિનપાલિત** છે અને બીજાનું નામ **જિનરક્ષિત** છે. એ બંને ભાઈઓ રત્નદ્વીપની અધિષ્ઠાયિક દેવતાના પંજામાંથી નાસી છૂટવા માટે નીકળે છે તેવામાં અધવચ એ દેવી એ બે ભાઈઓને મળે છે. તે વખતે એ દેવી **જિનરક્ષિત**ને ફોસલાવવા માટે કૃત્રિમ વિલાપ કરે છે.

(૩) આ કૃતિ **પજ્જોસણાકપ્પ**માંથી ઉદ્ધૃત કરાયેલી છે. એ ગ્રંથ પણ જૈનોના આગમો પૈકી એક છે, અને એના રચનાર તરીકે શ્રુતકેવલી **શ્રીભદ્રબાહુસ્વામી**નો નિર્દેશ કરાય છે. આ આગમ **પચ્ચક્ખાણપ્પવાય** નામના નવમા પૂર્વમાંથી ઉદ્ધરાયેલ અને **દસાસુયક્ખંધ** નામના એક છેયસુત્તના આઠમા અજ્ઝયણ રૂપે યોજાયેલ મનાય છે. આ ઉપરથી એક રીતે એ **શ્રીસુધર્મસ્વામી**ની કૃતિ ગણાય એટલે કે એ લગભગ ૨૫૦૦ વર્ષ

---

1 અત્યારે લોકો 'જવ' ને બદલે 'ચણા' શબ્દ વાપરતા સંભળાય છે.

જેટલી પ્રાચીન ગણાય; પરંતુ જો એને શ્રુતકેવલી **શ્રીભદ્રબાહુસ્વામીની** કૃતિ તરીકે માનીએ તો એ લગભગ **વીરસંવત્ ૧૨૫–૧૭૦ના ગાળામાં** રચાયેલી હોવાનું અનુમાન કરી શકાય.

પ્રસ્તુત કૃતિમાં **સિદ્ધાર્થ** રાજાની રાણી **ત્રિશલા** ક્ષત્રિયાણીનો વિલાપ રજુ કરાયેલો છે. પ્રસંગ એ છે કે **શ્રીમહાવીરસ્વામીએ**, એ ક્ષત્રિયાણીના ગર્ભમાં આવ્યા બાદ એવો વિચાર કર્યો કે હું હાલતો ચાલતો રહીશ તો મારી માતાને દુઃખ થશે. આમ વિચારી તેમણે હાલવું ચાલવું બંધ કર્યું; પરંતુ આથી તો **ત્રિશલાને** એવી શંકા ઉપસ્થિત થઈ કે એનો ગર્ભ કાં તો કોઈએ હરી લીધો છે, કાં તો એ નાશ પામ્યો છે કે અગર તો એ ગળી ગયો છે.

હવે પછીની બાકીની બધી કૃતિઓ અનાગમિક સાહિત્યમાંથી ઉદ્ધરાયેલી છે અને તે ભિન્ન ભિન્ન કર્તાઓએ રચેલી છે. આ પૈકી ચોથીથી અગ્યારમી કૃતિઓ [1]**પઉમચરિય**માંથી ઉદ્ધૃત કરાયેલી છે. પાઇય ભાષાના અભ્યાસમાં એ અનેરું સ્થાન ભોગવે છે, કેમકે એના ઉપર પાઇય ભાષાના રૂઢ બનેલા સંપૂર્ણ સંસ્કારો પડ્યા હોય એમ જણાતું નથી. એના કર્તા નાગેન્દ્રવંશદિનકર શ્રીરાહુસૂરિના પ્રશિષ્ય પૂર્વધર શ્રીવિમલસૂરિ છે. તેમણે [2]**વીર**સંવત્ ૫૩૦માં એટલે કે ઇ. સ. ના પહેલા સૈકામાં એ **જૈન રામાયણ** રચ્યું છે, એમ એના અંતિમ પદ્ય ઉપરથી જણાય છે ખરું; તેમ છતાં કેટલાક વિદ્વાનો એ હકીકતને સાચી માનતા નથી. કેટલાક એને ઇ. સ. ના ત્રીજા સૈકાની કૃતિ ગણે છે અને કોઇક તો છેક એને ઇ. સ. ના સાતમા–આઠમા સૈકામાં રચાયેલું માને છે.[3]

---

૧ આ નામનું એક અપભ્રંશ કાવ્ય પણ છે અને તે **ભારતીય વિદ્યા** (વર્ષ ૧, અં. ૩, પૃ. ૨૫૭–૨૬૮)માં પ્રકાશિત થયેલું છે. એના કર્તાનું નામ **સ્વયંભૂ ચતુર્મુખ** છે.

૨ જૈન પરંપરા પ્રમાણે **શ્રીમહાવીરસ્વામી** ઇ. સ. પૂર્વે ૫૨૭ માં મોક્ષે ગયા.

૩ આના જિજ્ઞાસુએ "જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ગ્રંથ" માં છપાયેલ અને **શ્રીશાંતિલાલ છગનલાલ ઉપાધ્યાયે**

(૪), (૧૧) ચોથી કૃતિનો વિષય સુપ્રસિદ્ધ છે. એમાં **રામના લઘુ બંધુ લક્ષ્મણનું** મરણ થતાં એનું અંતઃપુર વિલાપ કરે છે એ હકીકત છે. એવી રીતે ૧૧ મી કૃતિમાં આ પ્રસંગને લગતો **રામનો** વિલાપ છે.

(૫) **પવનંજયની** પત્ની **અંજનાને** તેની સાસુ કલંકિત ગણી ઘરમાંથી કાઢી મૂકે છે ત્યારે તે પિયર જાય છે. ત્યાં પણ તેને સ્થાન ન મળતાં તે જંગલમાં જાય છે અને ત્યાં શોક કરે છે.

(૬)-(૧૦) **સગર** ચક્રવર્તી પોતાના ૬૦૦૦૦ પુત્રોનું મરણ સાંભળી રુદન કરે છે એ છઠ્ઠી કૃતિનો વિષય છે. સાતમીથી દશમી કૃતિના વિષયો **રામાયણ**માં વર્ણવાયેલા પ્રસિદ્ધ પ્રસંગો હોઈ એ વિષે ખાસ કહેવા જેવું કંઇ જણાતું નથી. એટલે હું અહીં નવમી કૃતિના સંતુલનની દૃષ્ટિએ ઉપયોગી જણાતા ભાગ વિષે થોડોક ઊહાપોહ કરીશ.

**સીતાનું** હરણ થતાં **રામ** વિહ્વલ બને છે અને અરણ્યમાં એની શોધ કરે છે. તેઓ હાથીને અને ઝાડને એની ખબર પૂછે છે. ચક્કવાઈ (ચકવી)ને સાંભળી તેઓ ત્યાં પણ તપાસ માટે જાય છે. જોઈ, જોઈ, આવ, આવ એમ પોતે બોલે છે અને તેનો પડઘો પડતાં તેઓ એનાથી મોહિત બને છે. આ પ્રમાણેનાં ભાવાર્થવાળાં **પઉમચરિય** (પ. ૪૪)માંથી જે ૫૭ માથી ૫૯ મા સુધીનાં પદ્યો તેમ જ ૬૪મું પદ્ય અપાયેલાં છે તે **વિક્રમોર્વશીય**(અં. ૪)ગત અમુક ભાગ સાથે સરખાવી શકાય તેમ છે; કેમકે એમાં **પુરૂરવ** રાજા **ઉર્વશી** લતારૂપ બનતાં તેની શોધમાં ફરે છે અને મોર, કોયલ, હંસ, ચકવી, હાથી, કૃષ્ણ મૃગ વગેરેને તેની ખબર પૂછે છે અને એક વેળા પડઘો સાંભળી મોહિત થાય છે. અહીં સંતુલનાર્થે હું એમાંથી નીચેનાં પદ્યો રજૂ કરુ છું:—

"मदकलयुवतिशशिकला गजयूथप ! यूथिकाशबलकेशी ।
स्थिरयौवना स्थिता ते दूरालोके सुखालोका ॥"

---

લખેલ **મહાકવિ વિમલસૂરિ અને તેમનું રચેલું પઉમચરિયનામક** લેખ (પૃ. ૧૧૫-૧૨૩) જુઓ.

"रथाङ्ग नाम वियुतो रथाङ्गश्रोणिबिम्बया ।
अयं त्वां पृच्छति रथी मनोरथशतैर्वृतः ॥"
"सर्वक्षितिभृतां नाथ ! दृष्टा सर्वाङ्गसुन्दरी ।
रामा रम्ये वनान्तेऽस्मिन् मया विरहिता त्वया ॥"

૧૨મીથી ૧૬મી સુધીની કૃતિઓ **વસુદેવહિંડી** નામના પાઇય ભાષામાં રચાયેલા સુવિશાળ ગ્રંથમાંથી ઉદ્ધરેલી છે. એની રચના **શ્રીસંઘદાસ** ક્ષમાશ્રમણે શરૂ કરી હતી પણ તેની પૂર્ણાહુતિ **શ્રીધર્મસેનગણિમહત્તરને** હાથે થઇ હતી. કેટલાક એ **શ્રીસંઘદાસને પંચકલ્પમહાભાષ્યના** કર્તા તરીકે ઓળખાવે છે અને એમનો સમય લગભગ સાતમો સૈકા ગણાવે છે. અહીં ઉદ્ધરાયેલી કૃતિઓ તો **શ્રીસંઘદાસની** જ રચના છે.

(૧૨) આ કૃતિમાં માતા પોતાના પુત્રના વિરહને લઇને વિલાપ કરે છે.

(૧૩) પોતાના પુત્રની દીન અવસ્થા જોઇને **યશોમતિને** પોતાના પતિનો વૈભવ યાદ આવે છે અને એને અનુલક્ષ્યાને એ શોક કરે છે.

(૧૪) વેશ્યાગામી **ધમ્મિલ** દરિદ્ર બની પોતાને ઘેર આવે છે અને માતાપિતાનું મરણ જાણી શોક કરે છે.

(૧૫) **રામને** વનવાસ મોકલવા માટેનો **કૈકેયીનો** આગ્રહ જોઇ **દશરથ** ખેદ કરે છે, અને **રામને** વનમાં ગયેલા જાણી **ભરત** શોકાતુર બને છે.

(૧૬) રાજકન્યા **વેગવતી** પોતાના પતિનો પત્તો ન લાગવાથી વ્યાકુળ બને છે. તે સમયે તેને તેના સસરા તેણે સિદ્ધ કરેલી વિદ્યાનું સ્મરણ કરવાનું કહે છે. તે તેમ કરી પોતાના પતિના સમાચાર જાણે છે અને આગળ ઉપર પોતાના પતિનો અરણ્યમાં સમાગમ થતાં તે શોકાતુર બની વિલાપ કરે છે.

૧૭ થી ૨૦ મી સુધીની કૃતિઓ **શ્રીયાકિની મહત્તરાના ધર્મસુનુ**

તરીકે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય [1]શ્રીહરિભદ્રસૂરિકૃત **સમરાઇચ્ચકહા**માંથી ઉદ્ધરાયેલી છે. આ સૂરિના સમય વિષે મતભેદ જોવાય છે. કેટલાકનું માનવું એ છે કે તેઓ વિ. સં. ૫૩૫માં સ્વર્ગે સંચર્યા તો કેટલાક એમ કહે છે કે વિ. સં. ૫૮૫માં એ બનાવ બન્યો. વળી કેટલાક વિદ્વાનો વિ. સં. ૭૫૭–૮૨૭ને એમના સત્તાસમય તરીકે નિર્દેશે છે.[2]

(૧૭) **રત્નવતી** પોતાના પતિના મરણના સમાચાર સાંભળે છે ને રુદન કરે છે.

(૧૮) **ધનશ્રી** પોતાના પતિને સમુદ્રમાં નાંખી દઈ કૃત્રિમ વિલાપ કરે છે.

(૧૯) **પુરંદર ભટ્ટ**ને ઝેર અપાતાં તેની મરણતોલ સ્થિતિ થાય છે. એ સમયે તેના ઘરમાં આક્રંદ થાય છે તે સાંભળી ત્યાંનો રાજા પોતાના પુત્રને એનું કારણ પૂછે છે અને તે તેને કહે છે.

(૨૦) **શાંતિમતી** પોતાના પતિથી વિયોગિત બન્યા પછી એક વેળા નાગવલ્લીથી અશોકના ઝાડને વીંટળાયેલું જુએ છે અને એથી એને એના પતિનું સ્મરણ તાજું થાય છે એટલે એ વિલાપ કરે છે.

૨૧ મીથી ૨૫ મી સુધીની કૃતિઓ **સુરસુંદરીચરિય**માંથી ઉદ્ધરાયેલી છે. એના કર્તાનું નામ શ્રી**ધનેશ્વર**સૂરિ છે અને તેમણે આ કૃતિ વિ. સં. ૧૦૯૫ માં રચી છે. આ કૃતિઓના સંબંધમાં ખાસ કંઈ કહેવા જેવું નથી.

૨૬ મીથી ૩૨ મી સુધીની કૃતિઓ શ્રી**નેમિચંદ્ર**સૂરિએ વિ. સં. ૧૧૨૯માં રચેલી **ઉત્તરજ્ઝયણસુત્ત**ની વૃત્તિમાંથી ઉદ્ધૃત કરાયેલી છે.

(૨૬) આ 'હુંડા' અવસર્પિણીમાં થઈ ગયેલા ૨૪ તીર્થંકરો પૈકી ૨૩મા તીર્થંકર પુરુષાદાનીય શ્રી**પાર્શ્વનાથ**નું નિર્વાણ થતાં સૌધર્મ

૧ આ સૂરિએ **આવસ્સય**ની ટીકા (પૃ. ૫૮૩)માં **ધમ્મિલહિણ્ડી**નો નિર્દેશ કર્યો છે.

૨ જુઓ **અનેકાન્તજયપતાકા** (સ્વોપજ્ઞ ટીકા અને વિવરણથી વિભૂષિત)ની મારી અંગ્રેજીમાં લખાયેલી પ્રસ્તાવના (પૃ. ૩૨-૩૫).

દેવલોકના ઇન્દ્ર શક્રે વિલાપ કર્યો એમ આ કૃતિમાં પ્રતિપાદન કરાયું છે. એનાં પહેલાં અને ત્રીજાં પદ્યોની છાયા સંસ્કૃત ખંડમાં અપાયેલી ૪૨મી કૃતિગત આદ્ય બે પદ્યોમાં દૃષ્ટિગોચર થાય છે.

(૨૭) **જરાકુમાર** એ **કૃષ્ણ** વાસુદેવના મોટા ભાઇ થાય છે. શ્રી**નેમિનાથ** પાસેથી એમણે એમ સાંભળ્યું કે એમને હાથે કૃષ્ણનું મરણ થનાર છે. આથી એવો પ્રસંગ ન ઉપસ્થિત થાય તે માટે તેઓ વનવાસી બન્યા. એવામાં એક વેળા ભૂલથી કૃષ્ણને હરણ સમજી તેઓ બાણ મારે છે, પરંતુ પાછળથી સાચી સ્થિતિનું ભાન થતાં તેઓ વિલાપ કરે છે.

(૨૮) કૃષ્ણને નિશ્ચેષ્ટ જોઇને **બલરામ** વિલાપ કરે છે.

(૨૯) ચારિત્રથી પતિત થઇ વિષયસુખમાં આસક્ત બનેલા **અરણિક** પોતાની સાધ્વી માતાની દુર્દશા જોઈ પશ્ચાતાપ કરે છે.

(૩૦) આ કૃતિમાં **પ્રભાવતી** રાણીના પુત્ર **મહાબલ**નો અધિકાર છે. પહેલી કૃતિમાં નિર્દેશાયેલ વિષય સાથે એનું સામ્ય છે. વિશેષમાં એની શબ્દરચના **નાયાધમ્મકહા**ગત ઉક્ખિત્ત ણાએ નામના અજ્ઝયણની સાથે મળતી આવે છે.

(૩૧) જૈનોના બાવીસમા તીર્થંકર શ્રી**નેમિનાથ** પશુઓનો પોકાર સાંભળી તોરણેથી પાછા ફરે છે. એ પ્રસંગે **રાજીમતી** વગેરે વિલાપ કરે છે.

(૩૨) આ કૃતિનો વિષય એ છઠ્ઠી કૃતિમાં દર્શાવાયેલા વિષયથી અભિન્ન છે.

૩૩ માથી ૪૭ મી સુધીની કૃતિઓ શ્રીગુણચન્દ્રગણિએ વિ. સં. ૧૧૩૯ માં રચેલા **મહાવીરચરિય**માંથી ઉદ્ધૃત કરાયેલી છે.

શ્રી**મહાવીરસ્વામી** એક વેળા પૂર્વ ભવમાં **વિશ્વનંદી** રાજાના પુત્ર તરીકે જન્મ્યા હતા. એ ભવમાં તેમનું અપમાન થતાં તેમણે પિતાની અનુજ્ઞા મેળવ્યા વિના દીક્ષા લીધી. એની ખબર પડતાં તેમને તેમના પિતા ઠપકો આપે છે.

(૩૪) આ કૃતિના સંબંધમાં ખાસ કંઈ કહેવા જેવું નથી.

(૩૫) આ કૃતિ વિષયની દૃષ્ટિએ ત્રીજી સાથે મળતી આવે છે.

(૩૬), (૪૧) **નંદિવર્ધન** એ **શ્રીમહાવીરસ્વામી**ના મોટા ભાઇ થાય છે. માતાપિતાનો સ્વર્ગવાસ થયા બાદ **શ્રીમહાવીરસ્વામી** દીક્ષા લેવા માટે **નંદિવર્ધન**ની અનુજ્ઞા માગે છે. તે પ્રસંગે **નંદિવર્ધન** વગેરે શોકાતુર બને છે. ૪૧ મી કૃતિમાં પણ આ વિષય દૃષ્ટિગોચર થાય છે.

(૩૭) **વૈશ્યાયનપુત્ર** એક વેળા વેશ્યાને ત્યાં જાય છે. તે વેળા દૈવવશાત્ ભ્રષ્ટ બનેલી એની માતા એ જ વેશ્યાના ઘરમાં હોય છે. તે એને પોતાના પુત્ર તરીકે ઓળખે છે અને વિલાપ કરે છે.

(૩૮) **શ્રીમહાવીરસ્વામી** એક વેળા અભિગ્રહ ધારણ કરે છે. તે સમયે એમને લગભગ ૭ મહિના સુધી યોગ્ય આહાર મળતો નથી, જોકે તેઓ ભિક્ષા માટે તો સદા સંચરે છે. એમને ભિક્ષા ગ્રહણ કર્યા વિના પાછા ફરતાં જોઇને લોકો ખેદ કરે છે.

(૩૯) રાજકુમારી **ચંદના** એક વેળા રાજ્યસમૃદ્ધિથી ભ્રષ્ટ બની **ધનાવહ** શેઠને ત્યાં રહી હતી. તેવામાં એ શેઠની સ્ત્રી **મૂલા** એને એક સ્થળે બેડી પહેરાવી પૂરે છે. શેઠને એ સ્થળની જાણ થતાં શેઠ એને બહાર કાઢે છે અને અડદના બાકલા ખાવા આપે છે. એ પ્રસંગે **ચંદના** પોતાની દુર્દશાને અંગે વિલાપ કરે છે.

(૪૦) મરણ થતાં પોતે નરકે જશે એ વાત **શ્રેણિક** રાજા **શ્રીમહાવીરસ્વામી** પાસેથી સાંભળી શોકાતુર થાય છે.

(૪૨) ઉપર્યુક્ત **ચંદના**ની માતા રાણી **ધારિણી** પોતાના શીલનો ઉચ્છેદ થવાનો પ્રસંગ જોઈ વિહ્વલ બને છે અને ચિંતામાં ને ચિંતામાં મરણને શરણ થાય છે.

(૪૩) **શક્ર** ઇન્દ્રે એક વેળા **શ્રીમહાવીરસ્વામી**ની દેવસભામાં પ્રશંસા કરી. તે ત્યાં હાજર રહેલા **સંગમ** દેવે સાંભળી. તેને એ અતિશયોક્તિ ભરી લાગતાં તેણે **શ્રીમહાવીરસ્વામીને** ૭ મહિના

સુધી ઉપસર્ગો કર્યા. પછી **સંગમ** દેવલોકમાં પાછો ફરતાં **શક્ર** એને જોઈ શોકાતુર બને છે અને એને એ સ્વર્ગમાંથી કાઢી મૂકે છે.

(૪૪)–(૪૭) આ કૃતિઓનો વિષય સ્ફુટ છે એટલે અહીં એ સંબંધમાં કશો ઉલ્લેખ કરવાની જરૂર જણાતી નથી.

૪૮માથી પ૨મા સુધીની કૃતિઓ મલધારી **શ્રીહેમચન્દ્રસૂરિએ** વિ. સં. ૧૧૬૪ ની પૂર્વે રચેલી **પુષ્પમાલા**ની સ્વોપજ્ઞ વૃત્તિમાંથી અત્ર રજૂ કરાયેલી છે.

(૪૮) આ કૃતિનો વિષય એ જ બીજી કૃતિનો વિષય છે.

(૪૯) **વિજય** નામનો રાજા એક વેળા ઉદ્યાનમાં ક્રીડા કરવા માટે પોતાની પત્ની **સુતારા** સાથે જાય છે. એ પ્રસંગે કોઇક વિદ્યાધર કૃત્રિમ **સુતારા** બનાવે છે અને ખરી **સુતારા**નું હરણ કરી તેને સ્થાને એને સ્થાપે છે. એ વેળા કોઇ કુર્કુટસર્પ એ કૃત્રિમ **સુતારા**ને ડસે છે અને એથી એનું મરણ થાય છે. રાજા તો એ **સુતારા**ને સાચી માની વિલાપ કરે છે.

(૫૦) **નાગદત્ત**ના ઉપર ચોરીનો ખોટો આક્ષેપ મૂકાય છે અને પછી એને વધસ્થાને લઇ જવાય છે. એ જોઇ નગરના લોકો અને એને પરણવા ઇચ્છતી **નાગવસુ** વિલાપ કરે છે.

(૫૧) આ કૃતિનો વિષય પ્રસિદ્ધ છે.

(૫૨) આ કૃતિનો વિષય ૨૯ મી કૃતિમાં પ્રતિપાદિત થયેલા વિષયથી અભિન્ન છે.

૫૩ મીથી ૫૮ મા સુધીની કૃતિઓ મલધારી **શ્રીહેમચન્દ્રસૂરિએ** વિ. સં. ૧૧૭૦માં રચેલી **ભવભાવણા**ની વૃત્તિમાંથી ઉદ્ધૃત કરાયેલી છે.

(૫૩) **સૌભાગ્યમંજરી**ને ઇષ્ટ પતિની પ્રાપ્તિ થવાને બદલે અન્યની પ્રાપ્તિ થતાં તે ખેદ કરે છે.

(૫૪) **દેવકી** કૃષ્ણના જન્મસમયે પોતાના પતિ **વસુદેવ**ને પોતાની દુર્દશાનો નિર્દેશ કરતાં કહે છે કે મારા બીજા પુત્રોને તમે

**કંસથી** ન બચાવ્યા, પરંતુ હવે આને તો જરૂર બચાવજો. એ સાંભળી **વસુદેવ** તેમ કરવા તત્પર બને છે.

(૫૫–૫૭) આ કૃતિઓના વિષય અનુક્રમે ૩૧ મી, ૨૮ મી અને ૩૧ મી કૃતિઓમાં જોવાય છે.

(૫૮) **દ્વૈપાયન** ઋષિ દ્વારિકા નગરી બાળવાનું નિદાન કરી મૃત્યુ પામી 'અગ્નિકુમાર'નિકાયના દેવ તરીકે ઉત્પન્ન થાય છે. અવધિજ્ઞાનથી પૂર્વ ભવ જાણી તે એ નગરી બાળવા માટે મર્ત્ય-લોકમાં આવે છે. નગરીને બળતી જોઈ ત્યાંના લોકો આક્રંદ કરે છે.

(૫૯) નરકના જીવોને સ્વકૃત, પરકૃત અને ક્ષેત્રજન્ય એમ ત્રણ પ્રકારની વેદના ભોગવવી પડે છે એમ જૈન શાસ્ત્રોનું કહેવું છે. પર-કૃત વેદના તરીકે પંદર પ્રકારના પરમાધાર્મિક દેવો નરકના જીવોને અનેકવિધ પરિતાપ પમાડે છે તેનું અહીં આબેહૂબ વર્ણન કરાયેલું છે. સંતુલનાર્થે **સૂયગડ**ની નિજ્જુત્તિ (શ્લો. ૬૬–૮૨) જોવી.

૬૦ માથી ૬૬ માં સુધીની કૃતિઓ શ્રી**મુનિચન્દ્રસૂરિએ** વિ. સં. ૧૧૭૪ માં રચેલી **ઉવએસપય**ની વૃત્તિમાંથી ઉદ્ધૃત કરાયેલી છે.

(૬૦) **નંદ** પોતાની પત્ની **સુન્દરી** તૃષાતુર બનતાં પાણી લેવા જાય છે. ત્યાં એ **નંદ**ને કોઇ હિંસક પ્રાણી ખાઈ જાય છે. એ જાણી **સુન્દરી** વિલાપ કરે છે.

(૬૧) ઉપર્યુક્ત **નંદ** અને **સુન્દરી** એક વેળા વહાણમાં બેસીને જતાં હતાં તેવામાં એ વહાણનો નાશ થાય છે, પરંતુ સદ્‌ભાગ્યે બંનેને તરવા માટે સાધનરૂપ થઈ પડે તેવું એકેક પાટિયું મળે છે. તેના આધારે તરીને તેઓ એક બંદરમાં ભેગાં થાય છે અને એ સમયે **સુન્દરી** રુદન કરે છે, અને **નન્દ** એને આશ્વાસન આપે છે.

(૬૨) **લોચન** નામનો કોઇ વાણિયો **ઋદ્ધિસુન્દરી** નામની કોઇ એક સતી તરફ કુદૃષ્ટિથી જુએ છે અને મોહમૂઢ બની એના પતિને દરિયામાં નાંખી દે છે. આગળ જતાં એ વાણિયો દુ:ખી થાય છે ત્યારે તે જ સતી તેને સહાય કરે છે. એ ઉપરથી એ વાણિયો પશ્ચાત્તાપ કરે છે.

(૬૩) **ગુણસુન્દરી** પોતાના શીલના રક્ષણાર્થે કૃત્રિમ આક્રન્દ કરે છે.

(૬૪) **કલાવતી** રાણીને અસતી માની એનો પતિ **શંખ** રાજા એનો ત્યાગ કરે છે, પરંતુ એ કાર્ય અવિચારિતપણે થયું છે એવું ભાન થતાં એ રાજા અને એનો પરિવાર વિલાપ કરે છે.

(૬૫) આ કૃતિનો વિષય પહેલી કૃતિ સાથે તેમ જ ૩૦મીની સાથે મળતો આવે છે.

(૬૬) **નિષ્કરુણ** નામનો સેનાપતિ ઉપર્યુક્ત **કલાવતીને શંખ** રાજાની આજ્ઞા અનુસાર જંગલમાં મૂકી આવવા માટે લઈ જાય છે. એનો ત્યાં ત્યાગ કરતી વખતે એ **કલાવતી**ની સ્થિતિ જોઈને એ **નિષ્કરુણને** કરુણા ઉપજે છે અને **કલાવતી** વિલાપ કરે છે.

(૬૭) આ એક અખંડિત કૃતિ છે. એની રચના સુપ્રસિદ્ધ વાદી **દેવસૂરિને** હાથે એમના ગુરુ **શ્રીમુનિચન્દ્ર**સૂરિનો વિ. સં. ૧૧૭૮માં સ્વર્ગવાસ થયા બાદ થઈ છે. એમાં એમણે એમના ગુરુનું ટૂંકમાં જીવનચરિત્ર આલેખ્યું છે. વિશેષમાં એમના ગુણાનુવાદ તરીકે તેમણે એમની જ્ઞાનસમૃદ્ધિ ઇત્યાદિનો ઉલ્લેખ કર્યો છે.

૬૮ મીથી ૭૬ મી સુધીની કૃતિઓ શ્રી**લક્ષ્મણ**ગણિએ વિ. સં. ૧૧૯૯માં રચેલા **સુપાસનાહચરિય**માંથી ઉદ્ધૃત કરાયેલી છે.

(૬૮) આ અવસર્પિણીમાં થઈ ગયેલા જૈનોના સાતમા તીર્થંકર **શ્રીસુપાર્શ્વનાથનું** નિર્વાણ થતાં ૬૪ ઇન્દ્રો વિલાપ કરે છે. વિષયની સમાનતાની દૃષ્ટિએ આ કૃતિ ૨૬ મી સાથે સરખાવી શકાય.

(૬૯) **વિસઢ** પોતાના પૂર્વ ભવના મિત્ર **નિસઢ**ની દિવ્ય સંપત્તિ જોઈ શોકાતુર બને છે.

(૭૦) રાજપુત્ર **ધનકુમાર**ના પિતા દીક્ષા લેવા માટે તૈયાર થતાં એ પુત્ર તેમ ન કરવા તેમના કાલાવાલા કરે છે.

(૭૧) કોઇ ખેચર કૃત્રિમ સ્ત્રી બનાવી તેને **કુરુચંદ્ર** રાજાને સોંપે છે. કાલાન્તરે એ ખેચર મરી ગયો હોય તેવો એ સ્ત્રી આગળ

એ દેખાવ કરે છે. એ ઉપરથી એ સ્ત્રી રુદન કરે છે અને અંતમાં કાષ્ઠભક્ષણ કરે છે.

(૭૨) **વિજય** રાજા પોતાની પત્નીનું મરણ થતાં વિલાપ કરે છે.

(૭૩) **રત્નચૂડ** રાજા એક રીતે અનિત્ય ભાવના ભાવે છે અને તેમ કરતાં પ્રત્યેકબુદ્ધ બને છે. દીક્ષા લેવાનો એનો મનોરથ જાણી કોઇ દેવ એને એ વખતે મુનિવેષ આપે છે. સવારના એ વેષમાં સજ્જ થઈ એ રાજર્ષિ મહેલની બહાર નીકળે છે તે વખતે એમનું અંતઃપુર વિલાપ કરે છે,

(૭૪) મહાસતી **ધનશ્રી**ના ઉપર એની સપત્ની આળ ચડાવે છે. એને સાચું માની એનો પતિ **વિમલ** એનો ત્યાગ કરે છે. એ વખતે એ સતી વિલાપ કરે છે.

(૭૫) **રાષ્ટ્રકૂટ**ની પત્નીને વાઘ ખાઈ જાય છે. એ જાણી એ વિહ્વલ બની અગ્નિમાં પ્રવેશ કરે છે.

(૭૬) કોઇ દેવ વિષયાસક્ત બનેલા **નલ** રાજાને પ્રતિબોધ પમાડવા માટે બટુકનું રૂપ ધારણ કરી મનુષ્ય–લોકમાં આવે છે અને જલપ્રલયનો દેખાવ કરે છે. એ સમયે નગરના લોકો અને એ રાજા પણ એ જોઈ આક્રંદ કરે છે.

૭૭ મીથી ૮૪મી સુધીની કૃતિઓ શ્રી**સોમપ્રભ**સૂરિએ વિ. સં. ૧૨૪૧માં રચેલા **કુમારવાલપડિબોહ**માંથી ઉદ્ધૃત કરેલી છે.

(૭૭) એક વેળા કોઇ વેશ્યા **કૃતપુણ્ય** નિર્ધન બનતાં તેને કાઢી મૂકે છે. ત્યારે તે પોતાને ઘેર જાય છે. ત્યાં માતાપિતાનાં મરણના સમાચાર જાણી તે શોક કરે છે.

(૭૮) **નલ** રાજા **દમયન્તી**નો ત્યાગ કરે છે. તે પ્રસંગે એ સતી વિલાપ કરે છે. આ અધિકાર સંસ્કૃત ખંડની ૩૨ મી કૃતિમાં પણ જોવાય છે.

(૭૯) આ વિષય ૪૨ મી કૃતિના વિષયથી અભિન્ન છે.

(૮૦) આ વિષય ૨૭મી કૃતિમાં ચર્ચાયેલો છે.

(૮૧) કોઇ એક વિદ્યાધરી પોતાના પતિનાં અંગોપાંગોને આકાશમાંથી ભૂમિ ઉપર પડેલાં જોઇ શોકાતુર બને છે.

(૮૨) કૃષ્ણ વાસુદેવની પત્ની **રુકિમણી** પોતાના તરતના જન્મેલા પુત્રનું હરણ થયેલું જોઈ વિલાપ કરે છે.

(૮૩) નટની પુત્રીને પરણવા ઇચ્છતાં રાજપુત્ર **ઇલાપુત્રને** એના પિતા ઉપદેશ આપે છે.

(૮૪) એક નગરમાં ઉપર્યુક્ત **ઇલાપુત્ર** જાય છે. ત્યાંના રાજાની આગળ એ પોતાની કળા દેખાડે છે. તે વખતે ઉપર્યુક્ત નટની પુત્રીને વિષે આસક્ત બનેલો રાજા એ ઇલાપુત્રનું મરણ ઇચ્છી તેની પાસે એકનો એક દુષ્કર ખેલ વારંવાર કરાવે છે. રાજાનો મલિન ભાવ જાણી **ઇલાપુત્ર** ખેદ કરે છે.

૮૫મી કૃતિ શ્રીદેવેન્દ્રસૂરિકૃત **સડ્ઢદિણકિચ્ચની** વૃત્તિમાંથી ઉદ્ધ-રાયેલી છે. એ સૂરિ વિ. સં. ૧૩૨૭માં સ્વર્ગે ગયા.

(૮૫) આ કૃતિનો વિષય ૧ લી, ૩૦ મી અને ૬૫ મી કૃતિના વિષયને મળતા આવે છે.

પાઇય ખંડમાં આ પ્રમાણે જે કૃતિઓ અપાયેલી છે તે મુખ્ય વિષયની દૃષ્ટિએ મહત્ત્વની છે, એટલું જ નહિ પણ બીજી પણ કેટલીક રીતે તે ઉપયોગી થઈ પડે તેમ છે; કેમકે તે અન્યાન્ય વિષયના ઉપર પણ પ્રકાશ પાડે છે. આ હકીકત આપણે સૌથી પ્રથમ વ્યાકરણને અનુલક્ષ્યીને વિચારીશું.

**ક્રિયાતિપત્ત્યર્થના પ્રયોગો**—પાઇય સાહિત્યમાં જે [1]**ક્રિયાતિપત્ત્યર્થ**ના પ્રયોગો ભાગ્યે જોવાય છે[2] તેનાં પાંચેક ઉદાહરણો તો આ ખંડ પણ પૂરાં પાડે છે. આ રહ્યાં એ ઉદાહરણો:—

---

૧ આ અર્થ ક્રિયાની અતિપત્તિ એટલે કે નિષ્ફલતા સૂચવે છે. એક કામના ઉપર બીજા કામનો આધાર હોય તેવી પરિસ્થિતિમાં પ્રથમ કાર્ય ન બને એટલે બીજું પણ ન બને, એ આ અર્થ સૂચવે છે.

૨ વિચારો **દસવેયાલિયસુત્તની** પહેલી ચૂલાનું નિમ્નલિખિત નવમું પદ્ય:—

"अज्ज आहं गणी होन्तो भावियप्पा बहुस्सुओ ।
जइ हं रमन्तो परियाए सामण्णे जिणदेसिए ॥९॥"

(१) "जइ ते पिया जीवंतो तुमं वा ईसत्थसत्थकुसलो होंतो तो न एस एरिससिरीए भायणं होंतो "– પૃ० ૨૩

(२) "जइ तइया मण-वल्लह ! पाण-च्चाओ मए कओ होंतो ।
ता किं एरिस-गरु-आवईए तं नाह ! निवडंतो ॥"–પૃ० ૩૩

(३) ' जइ गब्भाओ पडंता, बालत्ते वावि जइ मया होंता ।
ता किं मज्झ निमित्ते होज्ज इमा आवया तुज्झ ? ॥"–પૃ० ૩૩

(४) 'जइ पुव्वं चिय पावेहिं तेहिं चोरेहिं विणिहया हुंता ।
ता किं असच्चमविगोवणिज्जमिममज्ज पेच्छेज्जा ? ॥"-પૃ० ૫૯

(५ ६) "अन्नं च तह च्चिय खलियसीलविहवस्स तुज्झ मरणं पि ।
जइ होज्ज, तओ निरयाणलंमि अवसोऽवि पच्चंतो ॥
विबुहाण सोयणिज्जो हुंतो ....।"–પૃ० ८१

આ પૈકી ત્રીજા અને ચોથા ઉદાહરણમાં વર્તમાન કૃદંતના નારીજાતિનાં રૂપો જોવાય છે એટલે સર્વ પુરુષ અને સર્વ વચનનાં ક્રિયાતિપત્ત્યર્થના પ્રત્યયો તરીકે न्तो અને माणाનો ઉલ્લેખ જે કેટલાંક પુસ્તકમાં જોવાય છે તે વાસ્તવિક હોવા વિષે શંકા ઉદ્ભવે છે. અત્ર એ ઉમેરીશ કે શ્રીચતુરભાઈ **પુરુષોત્તમદાસ પટેલે જુની ગુજરાતી ભાષા** (પૃ. ૨૮૪)માં સૂચવ્યું છે કે "પ્રાકૃતમાં આ અર્થ વિધ્યર્થના પ્રત્યયો एज–ज्जा લાગી બનતો (સિ. હે. સૂત્ર ૮–૩–૧૭૯). આ ઉપરાંત વર્તમાન કૃદંતના વિકારી રૂપ પણ વપરાતાં. અપભ્રંશ કાળ સુધી વર્તમાન કૃદંતને જાતિવાચક પ્રત્યય લાગતા. જૂની ગુજરાતીમાં જાતિવાચક પ્રત્યય વપરાતા બંધ થઈ અવિકૃત વર્તમાન કૃદંત વપરાવા લાગ્યું."

**સતિ સપ્તમી**—જેને આપણે સંસ્કૃતમાં 'સતિ સપ્તમી' અને અંગ્રેજીમાં 'Locative absolute' કહીએ છીએ અને જેને

આપણે પાઇયમાં સમાણે સત્તમી' કહી શકીએ તેવા પ્રયોગો પણ આ પાઇય ખંડમાં ઉપલબ્ધ થાય છે. એનાં કેટલાંક ઉદાહરણ નીચે મુજબ છેઃ—

(१) 'अम्हेहिं कालगएहिं समाणेहिं परिणयवये वड्ढियकुलवंसतंतुकज्जंमि निरयवकंखे समणस्स भगवओ महावीरस्स अंतियं मुंडे भवित्ता आगाराओ अणगारियं पव्वइहिसि"—पृ. २

(२) "तुज्झेहिं अब्भणुन्नाणे समाणे समणस्स भगवओ महावीरस्स जाव पव्वइत्तए"—पृ. २

(३) किं एत्थ कुणइ ताओ, किं व पई किं व बंधवजणो मे ।
दुक्कं अणुहवियव्वे संपइ य उवट्ठिए कम्मे ॥८९॥"—पृ. १३

**ગુજરાતી પ્રયોગોનું સામ્ય**—૫૦મા પૃષ્ઠમાં हरी कहं दाविस्सइ... मुहं" એ પ્રયોગ 'મોટું કેમ બતાવશે, એ ગુજરાતી પ્રયોગનું સ્મરણ કરાવે છે. એવી રીતે ૧૦૦મા પૃષ્ઠગત "पप्पडपिट्ठं" આજે પણ ગુજરાતીમાં 'પાપડનું પીઠું' એમ બોલાય છે તેનું મૂળ દર્શાવે છે. વિશેષમાં ૧૪૫મા પૃષ્ઠગત "मसिकुच्चओ दिन्नो" એ પ્રયોગ 'મોઢે મેસનો કૂચડો ફેરવ્યો' એ પ્રયોગની ઝાંખી કરાવે છે.

**હ્રસ્વ 'એ' અને 'ઓ'**—જેમ **લૅટિન** અને **ગ્રીક** ભાષામાં 'એ' અને 'ઓ'નાં હ્રસ્વ ઉચ્ચારણો જોવાય છે તેમ પાઇયમાં પણ જોવાય છે.[1] આવાં કેટલાંક ઉદાહરણો આપણે આ પાઇય ખંડમાંથી મળી આવે છે. જેમકે ૧૦મા પૃષ્ઠમાં तण्हाएँमां ને छुहाएँमां, ૧૩મા પૃષ્ઠમાં घोराडवीएँमां, તેમ જ ૧૪મા પૃષ્ઠમાં पावाएँ-માં અને अइनिग्घिणाएँમાં 'એ'નું હ્રસ્વ ઉચ્ચારણ છે. એવી રીતે

૧ "પ્રાકૃતમાં હ્રસ્વ ઉચ્ચાર (ए ને ओ ના) દ્રાવિડમાંથી આવ્યા છે, પણ દ્રાવિડમાં છે તેમ તેને માટે જુદા અક્ષર નથી."
—ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ (પૃ. ૬૯)

૫૯ મા પૃષ્ઠગત इमाओं માં અને ૮૮માં પૃષ્ઠગત तओंमां 'ઓ'નું હ્રસ્વ ઉચ્ચારણ છે.

**તદ્ધિત**—સંસ્કૃતમાં તદ્ધિતનો પ્રત્યય क છે તેમ પાઇયમાં य છે. એના ઉદાહરણ તરીકે બીજા પૃષ્ઠગત हियययानंदि અને गमणयाए, ૧૦મા પૃષ્ઠગત नियययस्स અને ૭૬મા પૃષ્ઠગત तयनो નિર્દેશ થઇ શકે. જો गमणयाएमां મૂળ શબ્દ તરીકે गमणना ભાવવાચક રૂપ તરીકે ગણી શકાય તેવા गमणया શબ્દની વિવક્ષા કરાય તો गमणयाएने એનું સાતમીનું એકવચનનું રૂપ ગણવું જોઇએ.

**ચ્વિ રૂપો**—અભૂતતદ્ભાવ દર્શાવવા માટે જેમ સંસ્કૃતમાં 'ચ્વિ' રૂપો વપરાય છે તેમ પાઇયમાં પણ એવાં રૂપો જોવાય છે. આ પ્રસ્તુત ખંડમાં પણ એવાં કેટલાંક રૂપો છે. જેમકે પૃ. ૩૯ગત तिपयाहिणीकाऊण, પૃ. ૫૧ગત मासरासीभूया, પૃ. ૫૨ગત आउलीहूया, પૃ. ૧૦૯ગત आमन्तीभूयसुयपमवा અને પૃ. ૧૨૧ગત सत्थीकयाइं.

**વિલક્ષણ રૂપો**—બીજા પૃષ્ઠમાં खत्तियकुमारे अम्मापियरो एवं वयासी" એવી જે પંક્તિ છે તેમાં अम्मापियरो એ अम्मापियरनું બીજી વિભક્તિના બહુવચનનું વિલક્ષણ રૂપ છે. એવી રીતે वयासी એ वय् ધાતુનું ભૂતકાળનું અનિયમિત રૂપ છે–આર્ષ રૂપ છે.

બીજા પૃષ્ઠમાં गमणयाए એવો જે પ્રયોગ છે તે **આયાર** વગેરે પ્રાચીન આગમોમાં ચતુર્થીના એકવચનના आए પ્રત્યયવાળાં રૂપોનું સ્મરણ કરાવે છે. આ आएने બદલે અન્યત્ર ક્વચિત્ आते અને आइनो પણ પ્રયોગ જોવાય છે. સંસ્કૃતમાં તો એને બદલે आय છે.

૧૦મા, ૧૧મા, ૧૨મા અને ૧૬મા પૃષ્ઠમાં અનુક્રમે विविह-दुकुलकारीणं, दुहवेरीणं, मत्तहत्थीणं અને हत्थीणं એમ પ્રયોગ જોવાય છે. ઉપલક દૃષ્ટિએ આ ચારે છઠ્ઠીનાં બહુવચનનાં રૂપ હોય એમ લાગે છે, પણ અહીં તો એ તૃતીયાનાં એકવચનનાં રૂપ સમજવાનાં છે. વ્યાકરણદૃષ્ટિએ આ કેવી રીતે સંગત ગણાય તે જાણવું બાકી રહે

છે. બાકી આવાં વિલક્ષણ રૂપો **પઉમચરિય**માં જોવાય છે અને એ એક રીતે એની પ્રાચીનતા પૂરવાર કરે છે.

૯૧મા પૃષ્ઠમાં देवइंના બીજી વિભક્તિના એકવચનના અર્થમાં देवइं ને બદલે देवइનો પ્રયોગ છે, એટલે કે વિભક્તિનો પ્રત્યય લગાડાયો નથી—વિભક્તિના પ્રત્યયનો લોપ થયેલો છે કે જેવી ઘટના આપણે **દસવેયાલિય** વગેરે આગમોમાં જોઇએ છીએ.

૧૧૦મા અને ૧૧૩મા પૃષ્ઠમાં જે मइमं (सं. मतिमान्) રૂપ છે તે સામાન્ય રીતે અનિયમિત ગણાય છે.

૪૫મા પૃષ્ઠમાં विप्पतोगं એવું રૂપ નજરે પડે છે. સામાન્ય રીતે विप्पओगं એમ હોવું જોઇએ; પરંતુ "क-ग-च-ज-त-द-प-य-वां प्रायो लुक्" એ **સિદ્ધહેમચન્દ્ર**ના ૮-૧-૧૭૭ના સૂત્ર પ્રમાણે य નો લોપ થયા બાદ અને બદલે त થયો છે.

ભવિષ્યકાળના ત્રીજા પુરુષના એકવચનના વિવિધ પ્રત્યયો પૈકી એક પ્રત્યય हिइ છે. તેમ છતાં એને બદલે કેટલીક વાર ही વપરાય છે. એનાં પણ ઉદાહરણો આ પાઇય ખંડમાં મળી આવે છે. જેમકે ૬૪મા પૃષ્ઠ(શ્લો. ૭)ગત घरिही, ૧૨૪મા પૃષ્ઠગત શ્લો. ૫૨ માં पलोएही અને શ્લો. ૫૩ માં उल्लसिही અને ૧૪૮મા પૃષ્ઠગત काही.

જેમ इयाणिं, कहं, नूणं, सइं અને सद्धिं ને બદલે इयाणि, कह, नूण, सइ અને सद्धि શબ્દ વપરાય છે તેમ एवं ને બદલે एव પણ વપરાય છે. એ હકીકત ૧૫મા પૃષ્ઠગત 'एव मणिओ'થી શરૂ થનારું ૫૧ મું પદ્ય સમર્થિત કરે છે.

**अलाहि**—अलं ના અર્થમાં अलाहि શબ્દ પણ પાઇયમાં વપરાય છે. એવો એક પ્રયોગ પૃ. ૫માં નજરે પડે છે.

૧૩૩મા પૃષ્ઠમાં ૬૦મા પદ્યમાં आ विवाहाओ એવો જે પ્રયોગ છે તે સંસ્કૃતમાં એ જાતના મર્યાદાસૂચક પ્રયોગોનું સ્મરણ કરાવે છે.

૬૫મા પૃષ્ઠમાં सुरपुरीहिंतो અને ૮૪ મા પૃષ્ઠમાંના આદ્ય પદ્યમાં करुणाइ એ રૂપો તે તે જાતના વિરલ પ્રયોગોનાં ઉદાહરણરૂપ છે.

इत्था એ ભૂતકાળના ત્રીજા પુરુષના એકવચનનો પ્રત્યય છે એમ ૮મા પૃષ્ઠગત समुप्पज्जित्था એ ભૂતકાળના ત્રીજા પુરુષના એકવચનના રૂપ ઉપરથી જણાય છે, જ્યારે ૭મા પૃષ્ઠગત अणुमन्नित्था તેમ જ ૧૪૯મા પૃષ્ઠગત मण्णित्था રૂપ વિચારતાં એ ભૂતકાળના ત્રીજા પુરુષના બહુવચનનો પણ પ્રત્યય છે. એમ જણાય છે. આ ઉપરથી इत्था એ ભૂતકાળના ત્રીજા પુરુષના બંને વચનનો પ્રત્યય છે એ વાત સિદ્ધ થાય છે.

૧૩૨મા પૃષ્ઠમાં मणिवि એવું જે રૂપ मणिकणना અર્થમાં વપરાયું છે તે અપભ્રંશ ભાષાનું રૂપ છે.[1] આ રૂપ શ્રીનેમિચન્દ્રસૂરિકૃત અગડદત્તચરિત્તના ૨૩૬મા પદ્યગત पेच्छेवि અને ૨૩૮મા પદ્યગત निसुणेवि સાથે સરખાવી શકાય.

**एमाइ**—જેમ एवमेवना અર્થમાં एमेव[2] રૂપ મળે છે[3] તેમ एव-माइना અર્થમાં ૭૮મા પૃષ્ઠમાં ૪૬મા પદ્યમાં एमाइ રૂપ વપરાયેલું છે અને એ एवं ને બદલે અપભ્રંશમાં एम એવું જે રૂપ વપરાય છે તે ઉપરથી બનાવાયું હોય એમ જણાય છે.

**વિભક્તિઓનો વ્યત્યય**—પાઇયમાં અને ખાસ કરીને આરિસ (આર્ષ) પાઇયમાં વિભક્તિઓનો વ્યત્યય જોવાય છે. એવાં કેટલાંક ઉદાહરણો આ પાઇય ખંડમાં દૃષ્ટિગોચર થાય છે. જેમકે બીજા પૃષ્ઠમાં अम्हेहिं कालगएहिं सगाणेहिं એ પંક્તિમાં સપ્તમીના અર્થમાં તૃતીયાનો પ્રયોગ છે. એવી રીતે ૧૪૪મા પૃષ્ઠગત सिसिरंमि એ દ્વિતીયાના અર્થમાં સપ્તમીનો પ્રયોગ છે.

**સંધિ**—ગીર્વાણ ગિરામાં જેમ સંધિ બહુધા કરવી જ પડે છે તેમ પાઇયમાં નથી. વળી એ ગિરામાં સ્વરસંધિના જે નિયમો છે

---

૧ જુઓ **સિદ્ધહેમચન્દ્ર** (૮-૪-૪૩૯ અને ૪૪૦) અને **પાઇયસદ્દમહણ્ણવ**નો ઉપોદ્‌ઘાત (પૃ. ૪૭).

૨ જુઓ **સિદ્ધહેમચન્દ્ર** (૮-૧-૨૭૧).

૩ જુઓ પૃ. ૧૩૭, શ્લો. ૮૩.

તે પાઠ્યમાં મોટે ભાગે સ્વીકારાયા છે અને વિશેષમાં બે સ્વર સાથે આવતાં પૂર્વ સ્વરનો લોપ કરવાનો નિયમ પણ પ્રાયઃ પ્રવર્તે છે: વળી કેટલીક વાર તો પછીના સ્વરનો પણ લોપ થતો જોવાય છે. આ દૃષ્ટિએ પાઠ્ય ખંડ વિચારતાં નીચે મુજબની હકીકત જોવાય છે:—

**પૂર્વ સ્વરનો લોપ—**

(१) केस = को + एस —પૃ. ૨

(२) एहेहि = एहि + एहि —પૃ. ૧૫

**ઉત્તર સ્વરનો લોપ—**

(१) चेट्ठामिऽह = चेट्ठामि + अह —પૃ. ૧૪

(२) विसेसओऽवगच्छामि = विसेसओ + अवगच्छामि —પૃ. ३०

(३) विणिम्मियऽम्हि = विणिम्मिया + अम्हि[1] —પૃ. ५९

(४) पहूऽवि = पहू + अवि —પૃ. ६८

(५) तुब्भेहिऽवि = तुब्भेहि + अवि — એજન

(६) गुरूहिंऽणुन्नाओ = गुरूहिं + अणुन्नाओ —પૃ. ८१

(७) अवसोऽवि = अवसो + अवि — એજન

(८) तेणऽहं = तेण + अहं —પૃ. ८३

(९) सउरीऽवि = सउरी + अवि — એજન

(१०) तुब्भऽवि = तुब्भ + अवि —પૃ. ८७

(११) याणसिऽणिट्ठं = याणसि + अणिट्ठं —પૃ. ११५

त વગેરે સર્વનામોનાં રૂપ કે અવ્યયો પછી કોઇ સ્વરથી

---

१ પ્રથમ अम्हिमांના 'अ'નો લોપ કરાતાં યાની પછી म्हि એ સંયુક્ત વ્યંજનાન્ત પદ આવે છે એથી 'या' નો 'य' કરાયેલો છે.

શરૂ થનારૂં त વગેરે સર્વનામનું રૂપ કે સ્વરથી શરૂ થનારો અવ્યય આવે તો ઉત્તર સ્વરનો લોપ થાય છે, એવો **સિદ્ધહેમચન્દ્ર** (૮-૧-૪૦)માં નિર્દેશ છે. અહીં આપેલાં પાંચમા, આઠમા અને ૧૦મા ઉદાહરણો એનાં દૃષ્ટાંતરૂપ છે; પરંતુ બીજાં ઉદાહરણો અને ખાસ કરીને પહેલું, છઠ્ઠું અને અગ્યારમું એ ઉદાહરણો એના અપવાદરૂપ ગણાય તેવાં છે અને એનો નિર્વાહ તો **સિદ્ધહેમચન્દ્ર**ના 'बहुलं' (૮-૧-૨) એ સૂત્રને આધારે થઈ શકે.

ત્રીજા ઉદાહરણમાં अम्हिને બદલે म्हि અને નવમામાં अहंને બદલે हं તેમ જ ચોથા, પાંચમા, સાતમા, નવમા અને દસમા ઉદાહરણમાં अविने બદલે वि એમ જો મૂળ લેખકની કૃતિમાં હોય તો પછી આ ઉદાહરણોને સંધિ સાથે કશો સંબંધ રહેતો નથી.

**म्हि**—'હું છું' એ અર્થમાં म्हि રૂપ વપરાય છે તે હકીકતનું ૧૩૮મા પૃષ્ઠગત जाओम्हि, ૧૩૯મા પૃષ્ઠગત अणुग्गहियम्हि અને ૧૪૦મા પૃષ્ઠગત संपत्तम्हि, चुक्कम्हि અને जायम्हि તેમ જ ૧૪૧મા પૃષ્ઠગત हओम्हि અને ૧૪૨મા પૃષ્ઠગત वसियम्हि રૂપો સમર્થન કરે છે.

આ પ્રમાણે અહીં જે વ્યાકરણવિષયક ઊહાપોહ કરાયો છે તેનું કારણ એ છે કે પાઇય વ્યાકરણને અંગેની કેટલીક ગુંચો ઉકેલવી બાકી રહેલી જોવાય છે.

**દેશ્ય શબ્દો**—પાઇયમાં સંસ્કૃત સાથે સર્વથા મળતા આવતા શબ્દો છે. વળી સંસ્કૃત ઉપરથી ઉચ્ચારણના નિયમોને અનુસરીને જાણે ઉપજાવી કઢાયા હોય એવા પણ શબ્દો છે. આ ઉપરાંત જેને સંસ્કૃત શબ્દો સાથે કશું જ લેવા દેવા હોય એમ જણાતું નથી એવા પણ શબ્દો છે. આને 'દેશ્ય' કહેવામાં આવે છે. આવા શબ્દોનાં ઉદાહરણ તરીકે હું અત્ર નીચેના શબ્દો નોંધીશઃ—

**अव्वो** (પૃ. ૪૩), **किणइय** (પૃ. ૧૭), **घुणिय** (પૃ. ૪૬), **घणियं** (પૃ. ૧૬), **दंदोली** (પૃ. ૬૩), **पाउक्खालय** (પૃ. ૨૯), **बोंदि** (પૃ. ૮૧), **लुल** (પૃ. ૧૦૧) અને **समुप्फुण** (પૃ. ૬૦).

पाउक्खालय માટે पायुक्षालक એવો સંસ્કૃત શબ્દ સૂચવાય છે, એટલે એ વાસ્તવિક રીતે દેશ્ય નથી એમ કેટલાક કદાચ કહે તો અત્ર તેમને હું નીચે મુજબની ત્રણ બાબતો વિચારવા વિનવું છું:—

(૧) અમુક અમુક દેશ્ય શબ્દોનું સંસ્કૃતીકરણ કરી તેને સંસ્કૃતમાં સ્થાન અપાયું છે એ વાત માન્ય રાખવા જેવી છે?

(૨) શ્રીહેમચન્દ્રસૂરિએ અને ધનપાલે જેમને 'દેશ્ય' શબ્દ ગણ્યા છે તેમાંના કેટલાકને તેમ ગણવા માટે તેમની પાસે કોઇ પ્રાચીન કૃતિનો આધાર નહિ હશે?

(૩) अमयनिग्गम જેવા દેશ્ય ગણાતા કેટલાક શબ્દો યૌગિક કે મિશ્ર હોવાને લીધે વ્યુત્પત્તિજન્ય માલૂમ પડે છે, પરંતુ એ વ્યાકરણ કે કોશમાં પ્રસિદ્ધ ન હોય એટલે કે એનો વાચ્યાર્થ સાહિત્યમાં પ્રચલિત ન હોય તો તે પણ દેશ્ય ગણાય કે કેમ?[1]

**અનુકરણશબ્દો**—અનુકરણશબ્દો–રવાનુકારી શબ્દો તો લગભગ દરેક ભાષામાં છે અને હોય એ સ્વાભાવિક છે. પાઇયમાં પણ એવા શબ્દો છે. નમૂના તરીકે નીચેના શબ્દો પ્રસ્તુત ખંડમાંથી હું અત્ર નોંધું છું:—

चरच्चर (પૃ. ૯૮), तडयड (પૃ. ૯૬) અને घस (પૃ. ૨૪,૪૧).

**અજ્જઉત્ત**—સંસ્કૃતમાં રચાયેલા મનાતાં, પરંતુ ખરી રીતે સંસ્કૃત તેમ જ પાઇયમાં રચાયેલાં એવાં દ્વૈભાષિક નાટકોમાં 'આર્યપુત્ત' ના અર્થમાં अज्जउत्त શબ્દ જોવાય છે. કોઇ કેવળ સંસ્કૃત કૃતિમાં आर्यपुत्र શબ્દ વપરાયેલો હોય એમ જણાતું નથી. બાકી પાઇયમાં તો નાટકો સિવાયની કૃતિઓમાં પણ अज्जपुत्त કે अज्जउत्त એ શબ્દનો પ્રયોગ ઉપલબ્ધ થાય છે.[2] આની પ્રતીતિ માટે પૃ. ૨૭, ૩૧, ૧૦૩, ૧૦૯ અને ૧૧૬ જોવાં ભલામણ છે.

---

૧ જુઓ **જિનાગમકથાસંગ્રહ** (પૃ. ૫-૬).

૨ જુઓ શ્રીનેમિચન્દ્રસૂરિકૃત **બંભદત્તચરિય** (પૃ. ૫૨; કંડિકા ૫૦)

**વિશિષ્ટ શબ્દો**—૧૨૪મા પૃષ્ઠમાં[1] कुडुंब ને બદલે कुटुंब શબ્દ વપરાયો છે તે તો કદાચ સમુચિત ગણી શકાય; પરંતુ ૭૭મા પૃષ્ઠમાં 'સ્વપ્ન'ના અર્થમાં 'सुमेण' શબ્દ વપરાયો છે તેનું શું એમ પ્રશ્ન ઊઠે છે. વિશેષમાં ૮૪મા પૃષ્ઠમાં જે 'विलंक' શબ્દ વપરાયેલો છે તેનો અર્થ જણાવો બાકી રહે છે. धिक् અર્થમાં જેમ धि શબ્દ વપરાય છે તેમ ૪૦મા પૃષ્ઠમાં એ અર્થમાં धी શબ્દ વપરાયેલો છે. વળી ૧૪૧મા પૃષ્ઠમાં તો धिद्धी એવો પણ પ્રયોગ છે. આ ઉપરાંત ૧૨૬મા પૃષ્ઠમાં हा धिक् એ અર્થમાં [1]हद्धीનો પ્રયોગ છે.

**અલંકાર**—આ ખંડમાં ઉપમાઓ અનેક સ્થળે જોવાય છે. બીજા પૃષ્ઠમાં દુર્લભતા દર્શાવવા માટે ઉંબર પુષ્પનો ઉલ્લેખ છે.[2] ૨૮મા પૃષ્ઠમાં તીક્ષ્ણ તરવારને अयसिकुसुमसन्निकासंणं એવા વિશેષણથી વિભૂષિત કરાયેલી છે અને ૮૬મા પૃષ્ઠમાં નિશ્ચેષ્ટતા બતાવવા માટે કાષ્ઠનું ઉદાહરણ રજૂ કરાયેલું છે.

૧૨૦મા પૃષ્ઠમાં हिंसाए हिंमणं, दोमदूसणं અને गगसणं એવા ત્રણ પ્રયોગો છે તે અલંકારની દૃષ્ટિએ ખાસ નોંધવા જેવાં જણાય છે.

૧૨૯મા પૃષ્ઠગત અંતિમ બે પદ્યો અનુપ્રાસના નમૂનારૂપ છે.

**ગુણ**—સમસ્ત ખંડમાં 'પ્રસાદ' ગુણની પ્રધાનતા પ્રવર્તે છે. ૪૧મા પૃષ્ઠના અંતમાં બબ્બે અને ત્રણ ત્રણ પદનાં જે નાનાં વાક્યો છે તે તે વાતાવરણને વિશેષ દીપાવે છે.

**છંદ**—સાતમા પૃષ્ઠ ઉપર આપેલ પદ્યનો છંદ વિચારવો બાકી રહે છે.

**કવિની નિરંકુશતા**—છંદોભંગ થતો હોય તો તે કારણે કે પછી અન્ય કોઇ કારણસર દીર્ઘ સ્વરને બદલે હ્રસ્વ અને હ્રસ્વ

---

૧ જુઓ **સિદ્ધહેમચન્દ્ર** (૮-૨-૧૯૨).

૨ એમ કહેવાય છે કે ઉંબરના-ઉંબરાના ઝાડને ફૂલ આવતાં નથી.

સ્વરને બદલે દીર્ઘ કરવાની છૂટ જેમ કેટલાક સંસ્કૃત કવિઓએ લીધી છે[1] તેમ પાઇય કવિઓએ પણ લીધી છે. આ હકીકત પણ આ પાઇય ખંડમાંના નીચેનાં ઉદાહરણો દ્વારા સમર્થિત થાય છે.

પૃ. ૧૦૦માં काऊण ને બદલે काउण, પૃ. ૩૫માં तम्मि ને બદલે तम्मी, પૃ. ૧૧૧માં इच्छामि ને બદલે इच्छामी[2], પૃ. ૫૩માં पहरणम्मि-ને બદલે पहरणम्मी અને પૃ. ૧૪૯માં कप्पंति ને બદલે कप्पंती.

હવે આપણે સુભાષિતોનો વિચાર કરીશું તો જણાશે કે ગદ્ય તેમ જ પદ્યરૂપ પણ કેટલાંક સુભાષિતો આ પાઇય ખંડમાં [3]મુખ્યતયા પાઇય ભાષામાં ઉપલબ્ધ થાય છે. તેમાં ગદ્યાત્મક સુભાષિતો નીચે મુજબની પંક્તિમાં જોવાય છે:—

(૧) "उत्तमपुरिसा न सोवंति संझाए ।"—પૃ. ૪૨ ॥

(૨) "किं कयाइ कायकंठिया परममोत्तियहारसंगं पावइ ? ।"—પૃ. ૪૮

(૩) "जेण खेमंति( मि ? ) भयमुप्पज्जति, भयट्ठाणे य परा पीती, नेय वसणवसगएणं बुद्धिमया विसाओ गंतव्वो, सुह-दुक्खसंकलाओ एंति अणिच्छियाओ वि, तत्थ सुहे जो न मज्जति दुक्खे य जो न सीयति सो पुरिसो, इयरो अवयरो ।—પૃ. ૨૭

પદ્યાત્મક સુભાષિતો નીચે પ્રમાણેનાં પદ્યો પૂરાં પાડે છે:—

---

૧ સરખાવો "चराति चरतो भगः"—**ઐતરેય બ્રાહ્મણ** (અ. ૩૩) અને कालिदास એ શબ્દ.

૨ સરખાવો **દસવેયાલિય** (અ. ૧, શ્લો. ૨)ગત "भमरो आवियई रसं" તેમજ **માલવિકાગ્નિમિત્ર** [અં. ૧) ગત "सुट्ठु भवं भणादि."

૩ આમ કહેવાનું કારણ એ છે કે ૪૪ મા પૃષ્ઠમાં એક સુભાષિત સંસ્કૃતમાં જોવાય છે. એને લગતું પદ્ય નીચે મુજબ છે:—

"वरं प्रवेष्टुं ज्वलितं हुताशनं, न चापि भग्नं चिरसञ्चितं व्रतम् ।
वरं हि मृत्युः सुविशुद्धकर्मणो, न चापि शीलस्खलितस्य जीवितम् ॥३॥"

(१) "अवियारियकज्जाण य एयं किर केत्तियं कुबुद्धीणं ? ।
सज्जक्खोऽवि पयट्टो अचिंतिउं लहइ विणिवायं ॥३४८९॥"—પૃ. ૮૯

(२) "अहवा कुलंगणाणं एसो च्चिय होइ वयणविन्नासो ।
पीलिज्जंताओऽवि हु महुर च्चिय उच्छुजट्ठिओ ॥४३॥"—પૃ. ૭૮

(३) "अहवा जुवईण मणं, कुडंगगुविलं क एव जाणेज्जा ? ।
बाहिं दंसियपणयाण कवडभरियाण मज्झंमि ? ॥ ५ ॥
अन्नं वयंति पुव्वं, पच्छा पुण वाहरंति गिरमन्नं ।
अन्नं धरेंति हियए साभिप्पेयं करेंति पुणो ॥ ६ ॥
गयणे गणंति गहगणमुयहिंमि जलं पि जे परिमिणंति ।
पेच्छंति भावि कज्जं, न तेऽवि जाणंति जुवइयणं ॥७॥"[1]—પૃ. ६७

(४) "अहवा दुप्पुत्तेहिं जाएहिं वि किं फलं हवइ अन्नं ।
जाओ अरिणीएँ सिही दाहं मोत्तूण किं कुणइ ॥३०॥"—પૃ. ७९

(५) "आवइगयं पि सुहयइ, तोसइ गुरुसोयगहियहिययं पि ।
मरमाणं पि जियावइ, अवच्चजम्मो जणं लोए ॥ २३९॥"—પૃ. ११७

(६) "कज्जाकज्जविभागो य सेवयाणं कओ होज्जा ? ॥ २५॥
एत्तो च्चिय निन्दिज्जइ सेवावित्ती समत्थसत्थेसु ।
जेण न तयं अकज्जं परव्वसो जमिह नो कुणइ ॥२६॥"—પૃ. ७६

(७) "कमलमुहि ! पेच्छ गयणंगणेक्कचूडामणिस्स वि रविस्स ।
उदयपयावविणासा पइदियसं चिय वियंभंति ॥२९॥"—પૃ. १०४

(८) "कायर-मणाण इत्थीण धीरिमा होइ नाहि वसणे ॥"—પૃ. १३९

---

1 આ ત્રણ પદ્યો નારીના ચિત્તની ગહનતા ઉપર પ્રકાશ પાડે છે.

(૯) “कालंमि अणाईए, जीवाणं विविहकम्मवसगाणं ।
तं नत्थि संविहाणं जं संसारे न संभवइ ॥ १ ॥’–पृ. ५२
(१०) “किं अत्थि कोइ भुवणम्मि, जस्स जायंति नेय पावाइं ? ।
नियकम्मपरिणईए, जम्मणमरणाइं संसारे ॥ १ ॥”–पृ. ५३
(११) ‘किंतु वयणं गुरूणं अलंघणिज्जं जि(ज)णाणं पि । ३७।’–पृ. ८०
(१२) “कोडी वराडीयाए वेरुलीयमणी य कायखंडेण ।
चिंतामणी उवलेणं कप्पतरू थोहरेणं व ॥ ८६ ॥
हा हारिओ मए जं दुक्खसरूवाण दुक्खहेऊण ।
विसयाणं सेवाए गमिओ जंमो अकयधम्मो ॥ ८७ ॥”–पृ. १३७
(१३) “को नाम मयच्छि ! जए जाओ जो जस्स नेव वसणाइं ।
पाउब्भूयाणि न वा जायाणि य जम्ममरणाणि? ॥ २८ ॥”–पृ. १०४
(१४) ‘गुरुयाण पवित्तीओ न होंति अहियाउ परिणामे। ३४९३।’-पृ. ९०
(१५) “जं उस्सुया सिरीए पडणंता एत्थ चेव सव्वेऽवि ।
रन्नतणतरुगणाणं जा पज्जंतंमि सव्वाणं ॥ ३८७१ ॥
पुन्नोदयंमि उदओ रिद्धीणं होइ, तंमि झिज्झंते ।
झिज्झइ इयरोऽवि कमेण दोऽवि भंसंति पज्जंते ॥ ३८७२॥”–पृ. ९३
(१६) “जं काऊण वि पावं, पावा पावंति परमपरिओसं ।
धीरा न कुणंते च्चिय, कए वि अणुताविणो दुक्खं ॥९९॥”-पृ.१०५
(१७) “जं जेण कयं कम्मं, अन्नभवे व सुहमसुहं ।
तं तेण पावियव्वं निमित्तमित्तं परो होइ ॥ २ ॥”–पृ. ४०
(१८) “जं जेण किं पि विहियं, सुहं च दुक्खं च पुव्वजम्मम्मि ।
तं सो पावइ जीवो, वच्चइ दीवंतरं जइ वि ॥ १ ॥’–એજન

(१९) "जं वच्छ ! वंछसि इमं अकुलीणं मणहरं पि तमजुत्तं ।
चंडाल-कूव-सलिलं सिट्ठो, सिसिरंमि किं पियइ ? ॥"—पृ. १४४

(२०) "जेण कुलं कलुसिज्जइ, सुयणा खिज्जंति उल्लसंति खला ।
कंठ-गय-जीविया वि हु, सप्पुरिसा आयरंति न तं ॥"—એજન

(२१) "ता मा करेह बीयं, गंडोवरिफोडियातुल्लं ॥२८७॥"—पृ. ११०

(२२) "ताव च्चिय हियइट्ठा, माऊण पिऊण बंधवाणं च ।
जाव न धाडेइ पई, महिला निययस्स गेहस्स ॥३३॥"—पृ १०

(२३) "ताव सिरी सोहग्गं ताव य गरुयाउ होंति महिलाओ ।
जाव य पई महग्घं, सिणेहपक्खं समुव्वहइ ॥३४॥" —पृ. १०

(२४) "दूरे नियइ जलंतं, ता लोओ न उण पायतले ॥"—पृ. १४५

(२५) 'धिद्धी ! मह जम्ममिणं, जेण न लज्जा कया गुरुजणस्स ।'—એજન

(२६) "न तहा दहइ निदाहो, दिवायरो हुयवहो व्व पज्जलिओ ।
जह दहइ निरवसेसं, देहं एक्कोयरविओगो ॥ ९ ॥" —पृ. २०

(२७) 'नहि भोगिणो कया वि हु, नियकंचुलिया कुणइ भारं ॥'-पृ १३९

(२८) 'पज्जालिऊण भुवणं, को उज्जोयं कुणइ मइमं ? ।२९०।'—पृ. ११०

(२९) "पढमं चिय उवयारं, कुणन्ति इह उत्तमा नरा लोए ।
पच्छा जे मज्झिमया, अहमा उभएसु वि असत्ता ॥२२॥"—पृ. १९

(३०) "परवसणम्मि सुहेणं, संसारानिच्चयं कहइ लोओ ।
पियबंधुयणविणासे, सव्वस्स वि चलइ धीरत्तं ॥१॥"—पृ. ५४

(३१) "पियपडिबंधपिसल्लो, जाण मणोमंदिरे न संवसिओ ।
निम्मिसंतरं पि तासिं नमो नमो बालसमणीणं ॥२५२॥"—पृ. ११८

(૩૨) "भयकायराण सरणं, भवंति धीरा धराहरत्थेज्जा ।
धीरा वि धीरयं जइ, चयंति ता होउ किं सरणं?॥२८८॥"-પૃ. ૧૧૦
(૩૩)'मा कुण वियक्खण! खए, खारक्खेवं खणेणम्ह।२८६॥'-પૃ. ૧૧૦
(૩૪) "मुक्काउहं पसुत्तं मत्तं बालं मुणिं च थेरं च ।
जो हणइ तहा जुवईं दुन्नि वि लोगा हया तस्स॥३९५२॥"-પૃ. ૮૬
(૩૫) 'लच्छीकमलपरिमलो किमन्न नलिणाइं अल्लियइ?॥१४॥'-પૃ.૧૨૦
(૩૬) 'वणगहणं जह चूरइ मत्तकरी नो तहा ससओ॥ १५॥'—એજન
(૩૭) "वरि सुन्न च्चिय साला मा भरिया चोरवग्गेण ॥७॥"—પૃ. ૬૫
(૩૮) "सप्पुरिस च्चिय वसणं, सहंति गरुयं पि साहसेक्करसा ।
धरणि च्चिय सहइ जए, वज्जनिवायं न उण तंतू॥१॥"—પૃ. ૫૪
(૩૯) "सव्वो पुव्वकयाणं कम्माणं पावए फलविवागं ।
अवराहेसु गुणेसु य निमित्तमेत्तं परो होइ ॥ १६९ ॥
धारिज्जइ एंतो जलनिही वि कल्लोलभिन्नकुलसेलो ।
न हु अन्नजंमनिम्मियसुहासुहो देव्वपरिणामो ॥ १७०॥
अकयं को परिभुंजइ? सकयं नासेज्ज कस्स किर कम्मं?।
सकयमणुभुंजमाणे कीस जणो दुम्मणो होइ? ॥ १७१ ॥
दुप्पत्थिओ अमित्तं अप्पा सुपत्थिओ हवइ मित्तं ।
सुहदुक्खकारणाओ अप्पा मित्तं अमित्तं वा॥१७२॥"—પ ૧૮૨
(૪૦) "सीयंति सव्वसत्थाइं, एत्थ न कमंति मंततंताइं ।
अदिट्ठपहरणम्मी, विहिम्मि किं पोरुसं कुणइ?॥१॥"—પૃ. ૫૩
(૪૧) "सो देवि! वरमजाओ, पावयरो पावचेट्ठिओ दुट्ठो ।
जो एयारिसविट्टिं, धारेइ जीविउं पुरिसो ॥ २१८ ॥

जुज्झइ जणएण समं, विगिवायइ भायरं सिणिद्धं पि ।
सेवयसुणओ वरओ, पहुवयणा विसइ जलणम्मि ॥२१९॥"—पृ. ११४

(४२) "सोयंताण पि नो ताणं, कम्मबंधो उ केवलो ।
तो पंडिया न सोयंति, जाणंता भवरूवयं ॥१॥" —पृ. ५४

**લોકોક્તિ**—જેમ આ પાઇય ખંડમાં સુભાષિતો દૃષ્ટિગોચર થાય છે તેમ લોકોક્તિ—જનપ્રવાદ પણ નજરે પડે છે. ઉદાહરણાર્થે નીચેની પંક્તિઓ હું રજુ કરું છું:—

(१) खणरत्तखणविरत्ता, नारी पडिवन्नपालिणो पुरिसा । —पृ. ११६
(२) चल-नेहाओ महिलाओ होंति सच्चो जणप्पवाओऽयं । —पृ. ३६
(३) जत्थऽछियइ कवोडो, सच्चं सा सुसइ तरुसाहा [1]॥४॥ —पृ. ६६
(४) तण्हाणुगया बप्पीहया वि बहुसो पियं पियं बिंति ।—पृ. १३५
(५) वंसस्स व फल-समओ[2], तुह विणासाय विहिय त्ति।१८।—पृ. ३३
(६) सत्तपहाणातो होंति राअधूयाओ ।—पृ. ४९

**વધ્યનું વર્ણન**—૭૩ મા પૃષ્ઠમાં વધ્યનું વર્ણન છે. એમાં એ વધ્યને રાતા ચંદનનો લેપ કરાયેલો છે. એને જીર્ણ અને સાંધેલા વસ્ત્રનો કકડો પહેરાવાયેલો છે. ઘાસને બાળીને બનાવાયેલી મેસનું તિલક કરાયેલું છે. એના ઉપર સૂપડાનું છત્ર ધરાયેલું છે. એના ગળામાં

---

૧ આ લોકોક્તિની સત્યતાના સંબંધમાં મને એમ ભાસે છે કે ઝાડની શાખા ઉપર એ શાખાને આગળ વિકસાવનારી જે પેશી (growing point) હોય છે તેના ઉપર કબૂતરની અઘાર પડે તો તે શાખા સૂકાઇ જાય; કારણ કે કબૂતરની અઘાર બહુ ગરમ છે અને તેમ હોવાથી તો એનો ગુમડું પકવવા માટે ઉપયોગ કરાય છે.

૨ સરખાવો **દસવેયાલિય** (અ. ૯, ઉ. ૧)ના આદ્ય પદ્યનું નિમ્નલિખિત ચરણ:—

"फलं व कीअस्स वहाय होइ ॥"

કોડિયાની માળા લટકાવાયેલી છે. એને ગધેડા ઉપર બેસાડાયેલો છે અને એને રાજમાર્ગે થઈને કર્કશ અવાજવાળા ઢોલ વગાડી લઈ જવાય છે. આવા વધ્યનાં વર્ણનો અન્યત્ર પણ જોવાય છે. દાખલા તરીકે **વિવાગસુય** (અ. ૨; કંડિકા ૩૭)માં વધ્યનું વર્ણન છે. એમાં વધ્યને શરીરે તેલ ચોળેલું છે. વધ્યને માટેના કર્કશ વસ્ત્રની જોડી એને પહેરાવેલી છે. એના ગળામાં દોરડું અને રાતા ફૂલની માળા છે. એના નાક અને કાન કાપેલા છે, એના હાથ પાછળ બાંધેલા છે અને ગરદન પાછળ વાળેલી છે. એને ચાબખાના સેંકડો ફટકા લગાવાયેલા છે. એના શરીરમાંથી નાના નાના માંસના ટુકડા કાપી તે એને ખવડાવાય છે.

**શૂદ્રક**કૃત **મૃચ્છકટિકા** (અં. ૧૦)ના ૫મા અને ૨૧મા પદ્યમાં વધ્યનું વર્ણન છે.

**ભવભૂતિ**કૃત **માલતીમાધવ**(અં. ૫)માં **ચામુંડા** દેવીને ભોગ ધરાવવા માટે પસંદ કરાયેલી **માલતી**રૂપ વધ્યને ઉદ્દેશીને 'न्यस्तालक्तकरक्तमाल्यवसना' એવો ઉલ્લેખ છે.

**મુદ્રારાક્ષસ** (અં. ૭)માં **ચન્દનદાસ**નું પાત્ર છે. એ વધ્ય છે પણ ત્યાં વધ્યનું વર્ણન નથી.

**અશક્યતાનાં ઉદાહરણ**—૭૪ મા પૃષ્ઠમાં અમૃતમાંથી વિષની ઉત્પત્તિનું અને ચંદ્રમાંથી અગ્નિની ઉત્પત્તિનું જે સૂચન છે તે અશક્યતાની અવધિ દર્શાવે છે.

**ચારિત્રની દુષ્કરતા**—૬, ૪૭ અને ૧૪૯ એ અંકવાળાં પૃષ્ઠોમાં આ વિષય સારી રીતે ચર્ચાયેલો છે.

**વિજ્ઞાન**—૯૭ મા પૃષ્ઠમાં પારાના રસના મિલનનું જે ઉદાહરણ અપાયેલું છે તે તે સમયના વિજ્ઞાનનો બોધ કરાવે છે.

**અનુગમન**—અસલના જમાનામાં સ્ત્રી પોતાના પતિની પાછળ સતી થતી હતી એ વાત ૧૩૫મા પૃષ્ઠગત ૩૪મા પદ્ય ઉપરથી, ૩૮મા પૃષ્ઠગત ૨૦મા પદ્ય ઉપરથી અને ખાસ કરીને ૨૮મા પૃષ્ઠગત ૧૭મા કૃતિના અંતિમ ભાગ ઉપરથી સમર્થિત થાય છે.

